"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું પુસ્તક ૧૦-૧૩ મું.



# તત્ત્વચિંતન

યાને

# નિત્યપાઠ શિક્ષાપત્રી.

મર્હુમ મી. જેમ્સ એલનના MEDITATIONS નો તરજુમો

કર્તા

વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર,

બી. એ., મુંબાઈ.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

મેનેજરઃ—જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;—અમદાવાદ.

બેઉ ભાગનું મૂલ્ય

કાચું પૂંઠું રૂ. ૨—૦—૦. પાકું પૂંઠું રૂ. ૨—૮—૦.

પ્રથમ આવૃત્તિ. ] સને ૧૯૧૭. [ પ્રત ૧૩૫૦.

## પુસ્તક બીજું.



ધી "ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં" શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

# અર્પણપત્રિકા.

મારા પૂંજ્ય માતા પિતાને ચરણે.

લિ૦ તેમનો આજ્ઞાંકિત પુત્ર,

વૈકુંઠલાલ.

**By Thought we rise; by Thought we fall; by Thought**
**We stand or go: all destiny is wrought**
**By its swift potency; and he who stands**
**Master of Thought, and his desires commands,**
**Willing and weaving thoughts of Love and Might,**
**Shapes his high end in Truth's unerring Light.**

( *James Allen.* )

# બે બોલ.

મર્હુમ મી. જેમ્સ એલનના સુપ્રસિદ્ધ પુસ્તકનો આ તરજુમો ગુજરાતી વાચક વર્ગ સમક્ષ રજુ કરતાં મને ઘણો આનંદ થાય છે. મી. એલનના "મેડિટેશન્સ" ઉપરાંત "એઝ એ મેન થીન્કેથ" અને "લાઈફ ટ્રાયમ્ફન્ટ" ઇત્યાદિ પુસ્તકો જેમણે વાંચ્યાં હશે તેમને મી. એલન એક ઋષિ હતા અને તેવુંજ આદર્શ જીવન ગાળતા હતા એમ કહ્યા સિવાય ચાલશે નહીં. એમનાં પુસ્તકોમાં અપાયલો બોધ એમના વેદાંતી જ્ઞાનની, એમના વિશ્વવ્યાપી પ્રેમની સાક્ષી પૂરે છે. એ બોધ સંબંધી વિવેચન કરવા જતાં પ્રસ્તાવના રૂપે લખાતા "બે બોલ"નાં ઘણાં પાનાં ભરાઈ જાય, અને તેથી આ પુસ્તકમાં સાર રૂપ જણાતા થોડાક મુખ્ય મુદ્દા બાબતજ કંઇક લખવું યોગ્ય ધાર્યું છે. બાકી પુસ્તકનું દરેકે દરેક પાનું, દરેકે દરેક શબ્દ લેખકના શાંત, ગંભીર અને સુદૃઢ વિચારનું પરિણામ છે, અને હમેશ મનન કરવા યોગ્ય છે.

આ સૃષ્ટિમાં એવા અનેક મનુષ્યો છે જેઓ પોતાનાજ ધર્મ, મત યા સંપ્રદાય ખરા છે અને બીજાના ખોટા છે, તેમનાજ ધર્મપંથને અનુસરેથી મુક્તિ મળશે વગેરે વિચાર ઠસાવવા મથે છે, અને નિરર્થક વાદવિવાદ તથા કલહનાં બીજ રોપે છે. એવા અજ્ઞાન જીવોને સત્ય શું છે, અને સત્યનો માર્ગ કયે રસ્તે છે એ મી. એલને એમના પુસ્તકમાં બહુ સારી રીતે સમજાવ્યું છે.

વળી અમુક મનુષ્ય કયા ધર્મનો છે, કયા વર્ણ યા જાતિનો છે, રંગે રૂપે કેવો છે એ સંબંધી નજર નહીં રાખતાં તેના આચારવિચાર કેવા છે, તેનું જીવન તે કયે રસ્તે ગાળે છે તે તરફ દૃષ્ટિ કરવા, અને તેનું જીવન—તેનું વર્તન આપણાથી જુદું હોય, વખતે આપણને ગમતુંયે ન હોય, તોપણ તેના તરફ ક્રોધ નહીં કરતાં, તેના તરફ હલકી નજરે નહીં જોતાં દયામય દૃષ્ટિ રાખવી; કારણ આપણો અને તેનો આત્મા એક છે, અને મનુષ્ય જે કંઈ ભૂલચૂક કરે છે, તે તેની અજ્ઞાન દશાનું પરિણામ છે એવો મી. એલનનો બોધ છે.

એ ઉપરાંત કર્મ અને પુનર્જન્મના નિયમો તેઓ બહુ સારી રીતે સરળ ભાષામાં સમજાવે છે. અમુક મનુષ્યને લીધે અમુક દુઃખ ખમવું પડયું, એમ કહેવું એ તો જગતના ન્યાયરૂપી કાયદાનું અજ્ઞાન સૂચવે છે. આપણા પર આવી પડતાં દુઃખ અને વિટંબણાનાં કારણ આપણીજ અજ્ઞાનતા, દોષ, મલિન વાસના અને પાછલા જન્મ અગર આ જન્મનાં કર્મો છે; અને

તેથી વાવેલાં બીજોનું ફળ આપણને ચાલુ જીવનમાં અગર બીજે જન્મ મળવું જ જોઇએ. કર્મનું પૂરૂં ફળ જપ વ્રત આદિ કરેથી, યા અમુક ધર્મ હાથ ધરેથી દૂર કરી શકાય તેમ નથી. જે દુઃખ આવી પડે, જે સ્થિતિ કર્માનુસાર ભોગવવી પડે તે સઘળું બડબડાટ સિવાય શાંતિથી સહેવું. આપણું ભવિષ્ય સારૂં યા માઠું રચવું એ આપણાજ હાથમાં છે, તેથી ચાલુ જીવન—આપણા વિચારબળો તથા કર્મો બને તેટલાં શુદ્ધ, નિઃસ્વાર્થી અને જગતના મહાન્ નીતિનિયમોને અનુસરતાં કરવાં. મોક્ષનો માર્ગ—જન્મમરણના ફેરામાંથી મુકત થવાનો માર્ગ—આ સિવાય બીજા ઉપાયોથી મળે તેમ નથી એવું મી. એલન બતાવે છે.

જગતની પ્રવૃત્તિઓમાં રચીપચી રહેલા જીવને નિવૃત્તિનો માર્ગ બતાવતો, દુઃખીઆને દિલાસો આપતો, નિરાશ થયેલા જીવોને આશા આપતો, આધ્યાત્મિક ચિંતનનો પુણ્ય માર્ગ દર્શાવતો મી. એલનનો દૈવી સંદેશ ખરેખર આશીર્વાદ રૂપ છે. એ સંદેશથી, એ બોધથી કોઇ પણ હૃદયને શાંતિ મળશે, કોઈ પણ જીવ ઉન્નત માર્ગ તરફ વળશે તો ભાષાન્તરકાર તેની મહેનત સાર્થક થઈ સમજશે.

આ પુસ્તક લગભગ બે વર્ષ અગાઉ પ્રકટ કરવા મારી ઇચ્છા હતી, પરંતુ અનેક વિટંબણાને લીધે તેમ બની શકયું નહીં. આટલું વહેલું અને બને તેટલી સરળ ભાષામાં પ્રકટ કરી શકયો તેનું સઘળું માન મારા પૂજ્ય વડીલ જાદવરાયજી હુકુમતરાયજીને ઘટે છે. કેટલીક તારીખોને છેડે જે નાની નાની સુંદર કવિતાઓ અને પદો ટાંકયા છે તેની પસંદગી પણ તેમની જ છે. એ કવિતાઓ અને પદો આ પુસ્તકમાં મુકવાનો હેતુ ફકત એજ છે કે જગતમાં નીતિના સિદ્ધાન્તો સર્વસામાન્ય છે અને સર્વ ધર્મોનું લક્ષ્યબિંદુ એકજ છે, અને તે સત્—સદાચાર યા સદ્વર્તન છે.

છેવટે, આ પુસ્તકનો તરજુમો કરવાની પરવાનગી આપવા બદલ મી. એલનનાં ધર્મપત્ની શ્રીમતી લીલી એલન, જેઓ તેમના પતિના જેવું જ શુદ્ધ જીવન ગાળે છે અને પરોપકારનાં અનેક કાર્યો કરતાં રહે છે તેમનો ઉપકાર માનું છું.

પુસ્તકની અંદર હ્રસ્વ દીર્ઘની, વિરામચિન્હોની અને જોડણીની કેટલીએક ભૂલો રહી ગઈ છે તે સારૂ વાચકવર્ગની ક્ષમા માગી લઉં છું.

અગત્યની ભૂલોનું શુ. પ. આપવામાં આવ્યું છે.

બીમરાન વાડી, ઠાકોરદ્વાર<br>મુંબાઈ, તા. ૧ જુન ૧૯૧૭.

**વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર.**

# ધર્મ—સાહિત્યના ઉત્તમ ગ્રંથો.

**આપણો ધર્મ**—કર્તા—પ્રો. **આનંદશંકર બાપુભાઇ ધ્રુવ** એમ. એ. એલએલ. બી. હિન્દુ ધર્મ વિશેનાં વ્યાખ્યાનો—લેખો વગેરેનો ૫૦૦ પૃષ્ઠનો મોટો ગ્રન્થ. **કિં. રૂ. અઢી.**

**અદ્વૈત મુકતાવળી**—વેદાન્ત **પ્રક્રિયાનો** ગ્રન્થ. લેખક પ્રો. **નરભેશંકર પ્રાણજીવન** દવે, એમ. એ. પુષ્કળ ટીપ્પણ, વિવેચન તથા પાશ્ચાત્ય ફિલસુફીની સરખામણી સાથે. **કિં. રૂ. બે.**

**કુમાર સમ્ભવ**—મહાકવિ **કાલિદાસ** કૃત્ત મહાકાવ્યનું મૂળ શ્લોક સાથે ગદ્ય ભાષાન્તર. આ કાવ્ય શિવપુરાણમાંથી કાર્તિકેય સ્વામિની કથામાંના શંકર પાર્વતીના ચરિત્રના પ્રસંગો ઉપર યોજાએલું છે. આ આખું કાવ્ય અત્યંત રમણીય, વીર, શૃંગાર, શાન્તરસ અને નીતિથી ભરપૂર છે. **કિંમત રૂ. બે.**

**સંક્ષેપ શંકરજય**—મૂળ સાથે ભાષાન્તર કર્તા સ્વ. **કૃષ્ણલાલ** ગોવિંદલાલ દેવાશ્રયી. આ પુસ્તક સુપ્રસિદ્ધ છે. હવે માત્ર જુજ નકલો રહી છે. **કિંમત રૂ. ચાર.**

**સુદર્શન ગદ્યાવલિ**—પ્રો૦ **મણિલાલ નભુભાઇના** ગદ્ય લેખોનો સંગ્રહ. ૧૦૦૦ પાનાં. **કિંમત રૂ. પાંચ.**

**રવિકાન્ત**—ભાગ ૧ લો—ચન્દ્રકાન્તની શૈલી મુજબ લખાયેલ સરળ ને સુબોધક ધાર્મિક ગ્રન્થ. **કિંમત રૂ. બે.**

## તત્ત્વચિંતન યાને નિત્યપાઠ શિક્ષાપત્રી.

**મહાત્મા જેમ્સ એલનના** ગ્રન્થ ઉપરથી. તા. ૧ લી જાનેવારીથી ડીસેંબર આખર સુધીની તારીખવાર દરરોજ સવારસાંજ પાઠ કરવા યોગ્ય. ૪૦૦ પૃષ્ઠનો ગુજરાતીમાં તદ્દન નવીન ગ્રન્થ. પાકું પુંઠું **મૂલ્ય રૂ. ૨—૮—૦.**

**પશુમાંથી દેવ**—નાનું પણ ગંભીર વિચારોનું મનનીય પુસ્તક. મૂળ લેખક **જેમ્સ એલન. કિં. આઠ આના.**

**સ્વર્ગની સામગ્રી**—યાને વિચાર તેવું વર્તન. મૂળ લેખક **જેમ્સ એલન.** તેના જીવનચરિત્ર સાથે.

**કિં. આઠ આના.**

**મુક્તિમાળા**—અથવા **જીવરાજ જીવનમુક્તિ આખ્યાન**, ભા. ૧—૨. છપાય છે. વેદાન્તનો સંવાદરૂપે સરળ ભાષામાં લખાયલો સ્વતંત્ર ગ્રન્થ.

**જીવનલાલ અમરશી મહેતા,**
ઠે૦ પીરમશા રોડ; અમદાવાદ.

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નાં પુસ્તકો.

**હાસ્યમંદિર**—કર્તા—રા. બા. રમણભાઈ મહીપતરામ તથા તેમનાં પત્ની સૌ. વિદ્યાગૌરી બી. એ. આ પુસ્તકમાં "હાસ્યરસ" વિષેનો લાંબો નિબંધ તથા હાસ્યરસિક લેખો—મનોરંજક વાર્તાઓ—સંવાદો વગેરે ૩૫ લેખો ને બે ચિત્રો છે. કિં. રૂ. દોઢ.

**ગોપાળ કૃષ્ણ ગોખલે**—સ્વ૦ ગોખલેના જીવનને લગતી ઘણી નવી માહિતી તથા બાબતોથી ભરપૂર આવું જીવનચરિત્ર ગુજરાતીમાં આ એકજ છે. કિં. આઠ આના.

**સૉક્રેટિસ**—આમાં મહાત્મા સૉક્રેટિસનું ટુંકું જીવનચરિત્ર, તેના મૃત્યુ સમયના ક્રીટો અને ફિદોના છેલ્લા બે આધ્યાત્મિક સંવાદ તથા એક પ્રસિદ્ધ લેખકનાં નીતિતત્ત્વોનાં પ્રકરણો છે. કિં. આઠ આના.

**સત્યભામા**—( પત્નીની પસંદગી—શુદ્ધ પ્રેમનો આદર્શ. ) આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી નાટક. કિં. રૂ. એક. ફેધરવેઇટ પેપરની ઉંચી આવૃત્તિનો રૂ. દોઢ.

**ચોખેરવાલી**—સરળ અને આકર્ષક સામાજીક નવલકથા. કવિ શિરોમણી રવીન્દ્રનાથ ટાગોરકૃત. ગુજરાતીમાં સૌથી પહેલી છે. બે ખંડમાં પુરી થઇ છે. બે ખંડની કિં. રૂ. ૧—૧૨—૦.

**જર્મનીની ઉન્નતિ શાથી થઈ?**—દેશની ઉન્નતિ ઇચ્છનાર દરેક માણસને ખાસ કરીને વાંચવા યોગ્ય. કેળવણી, હુન્નરકળા, ખેતીવાડી, રાજ્યવ્યવસ્થા વગેરે જર્મની સંબંધી પુરેપુરી માહીતીવાળો ગ્રન્થ. ૨૫૦ પૃષ્ઠ. કિં. રૂ. ૧—૮—૦

**ચક્રવર્તી અશોક**—હિન્દુસ્તાનના ચક્રવર્તી મહારાજા અશોકના સમયની તદ્દન નવીન ઐતિહાસિક નવલકથા. મોટાં ૩૫૦ પૃષ્ઠ અને પાકું પુંઠું કિં. રૂ. બે.

**ચંદા**—રણથંભોરની વિરાંગના. રજપુતોના સમયની ઐતિહાસિક નવલકથા. ( છપાય છે. છપાયેથી કિંમત નક્કી થશે. )

જીવનલાલ અમરશી મહેતા,
૩૦ પીરમશા રોડ; અમદાવાદ.

# પ્રથમ ખંડનું શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૨ | પહેલાં દેહાભિમાન | પહેલાં, દેહાભિમાન |
| ૩ | ૧૦ | ખરેખર પશ્ચાતાપ | ખરેખર, પશ્ચાતાપ |
| ૫ | ૭ | આધિન | આધીન |
| ૬ | ૬ | કેવળ | કેમ |
| ૭ | ૧૨ | જાય છે | આવ્યો છે |
| ૮ | ૧૧ | શકતા નથી, | શકતો નથી, |
| ,, | છેલ્લી | આધિન | આધીન |
| ૧૧ | ૪ | શોચનિય | શોચનીય |
| ,, | ૨૦ | દેખાય છે | દેખાય છે |
| ૧૩ | ૩ | આયુષ્ય કાળ | આયુષ્ય—કાળ |
| ,, | ,, | નવી | નવું |
| ૧૫ | ૨ | મૂળ ધામ સ્વધામ | મૂળ ધામ—સ્વધામ |
| ,, | ૧૨ | વખત | વખતે |
| ૧૬ | ૮ | લશ્કર, જેમ | લશ્કર જેમ |
| ૧૭ | ૧૦ | કાય | કાર્ય |
| ૧૮ | ૧૧ | કરશે નહીં ઉલટું, | કરશે નહીં. ઉલટું, |
| ૧૯ | ૧૬ | કરવો | કરવાની |
| ૨૩ | ૭ | પડશે | પડશે એમ સમજવું. |
| ,, | ૧૨ | પૂર્ણ જય હર્ષથી | પૂર્ણ, જય હર્ષથી |
| ૨૫ | ૯ | જરૂરી | જરૂરની |
| ,, | ૧૪ | વિપરિત | વિપરીત |
| ૨૮ | ૧૧ | ગમગિની | ગમગીની |
| ,, | ૧૯ | તમારામાં | મારામાં |
| ૩૪ | ૬ | અંશગુણ | અંશ ગુણ |
| ૩૫ | ૧૦ | ગળી | ગળાઇ |
| ૩૬ | ૭ | ભિન્ન છિન્ન | છિન્નભિન્ન |
| ૩૮ | ૨૩ | હીતકર | હિતકર |

| | | | |
|---|---|---|---|
| ૪૮ | ૨ | નવું | તેવું |
| ,, | ૭ | નીચે છે | નીચે રહે છે. |
| ૪૯ | ૮ | ધમ | ધર્મ |
| ૫૨ | ૩ | આત્મત્યાગ | આત્મત્યાગથી |
| ,, | ૧૪ | ત્યાગ–સત્યના | ત્યાગ સત્યના |
| ૫૫ | ૪ | અસ્તિત્વ, અંતરમુખ, | અસ્તિત્વ અંતર્ મુખ, |
| ,, | ૧૪ | તને | તેને |
| ૫૮ | ૧૫ | કરે છે જે પ્રેમ, | કરે છે, જે પ્રેમ |
| ૬૮ | ૧૩ | નહીં, છતાં | નહીં છતાં |
| ૭૧ | ૧૦ | નદી | નથી |
| ,, | ૧૧ | શક્તિ—સંરક્ષણ | શક્તિ સંરક્ષણ |
| ,, | ૧૪ | આવવા | દેવા |
| ૭૯ | ૭ | વૈષધિક | વૈષયિક |
| ૮૧ | ૧૪ | એક છેજ | છેજ |
| ૮૨ | ૭ | આ:ચરવો એવી | આચરવો એ એવી |
| ૮૮ | ૮ | દેવાનું | દેવાતું |
| ૮૯ | ૭ | તેથી | એટલે |
| ૯૦ | ૨ | ઉત્તમ | ઉચ્ચ |
| ૯૨ | ૨૦ | અંગિકાર | અંગીકાર |
| ૯૩ | ૧૦ | તના | તેના |
| ૯૪ | ૮ | સુખ શાન્તના | સુખશાન્તિના |
| ૧૦૦ | ૧૭ | સર્વાકૃષ્ટ | સર્વોત્કૃષ્ટ |
| ૧૦૧ | ૨ | પડે છે. તેથી | પડે છે તેથી |
| ,, | ૬ | તે | જે |
| ૧૦૪ | ૧૨ | છે, | છે. |
| ૧૦૫ | ૧૬ | તેના | તેની |
| ૧૦૬ | ૧૬ | સ્ત્રી | સ્ત્રીઓ |
| ૧૦૯ | ૯ | કૃપાનાધને | કૃપાનિધિને |
| ૧૧૦ | ૧૮ | આધ્યાત્મક | આધ્યાત્મિક |
| ૧૧૨ | ૧૩ | સત્યના કારણ સત્યના | સત્યના |
| ૧૨૦ | ૧૬ | ઉમા | ઉમદા |

| | | | |
|---|---|---|---|
| ૧૨૩ | ૧૭ | પડશે | પડે છે |
| ૧૩૦ | ૨૦ | સિદ્ધત્તા | સિદ્ધિના |
| ૧૩૧ | ૧૦ | તેને | તેનો |
| ૧૩૩ | ૧૪ | વતન | વર્તન |
| ૧૪૧ | ૧૩ | તે નિયમ | તે પૂર્ણ નિયમ |
| ,, | ૧૫ | મનુષ્યને તે પૂર્ણ નિયમ માર્ગોપદેશરૂપ | મનુષ્યને માર્ગોપદેશરૂપ |
| ૧૪૩ | ૧૦ | તેનો | તમારે |
| ૧૪૪ | ૭ | ભલે | વખતે |
| ૧૪૭ | ૧૮ | નહીં, | નહીં. |
| ૧૫૪ | ૮ | માનાં | મનનાં |
| ૧૫૫ | ૧૮–૧૯ | જીવની | જીવનની, |
| ૧૫૬ | ૧૭ | જેથી | તેથી |
| ૧૬૧ | ૫ | ચારિત્ર્યનું બંધારણ ઘડાયું નથી | ચારિત્ર્યમાં સાકાર કરાગો નથી |
| ,, | ૧૫ | અને તે કર્મના | અને કર્મના |
| ૧૭૦ | ૩ | આપવાથી, | આપવાથી |
| ૧૭૩ | છેલ્લી | દૈવ | દૈવી |
| ૧૭૬ | ૧૬ | તે ચાલે છે પરમાત્મારૂપે | ચાલે છે તે પરમાત્મારૂપે |
| ,, | ૨૨ | **ओ तिनमे जो** | **ओ तिनसे हरि** |
| ૧૮૧ | ૬–૭ | સમજ વધુ વધુ | સમજ વધુ |
| ૧૮૨ | ૫ | સમ્યદષ્ટિ | સમ્યષ્ટિ |



# સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકો.

**સતીમંડળ**—ભાગ ૧–૨. ( સ્ત્રી પુરૂષના ધર્મ વિશે મહત્વના લેખ ઉપરાંત આર્યાવર્તની સેંકડો મહાન સતી સ્ત્રીઓનાં બોધ લેવા જેવાં ચરિત્રો સરળ ભાષામાં લખેલાં છે. ગુજરાતીમાં આ પુસ્તક સૌથી પહેલું ને ઉત્તમ રીતે લખાયું છે. દરેક ભાગની **કીંમત રૂ. અઢી.**

**બાળઉછેર–બાળરક્ષણ**—સાહિત્ય પરિષદે પાસ કરેલો ઇનામી નિબંધ. બાળકોને ઉછેરવાની બાબતમાં અનુભવી સૂચનાઓ. **કિં. આઠ આના.**

**રાસમન્દિર**—નવરાશના વખતમાં સ્ત્રીઓને ગાવા જેવી ગરબીઓ–રાસ વગેરે. કર્તા ગોકળદાસ દી૦ રાયચુરા. **કિં. આઠ આના.**

**સ્ત્રીઓને સન્દેશ**—મુંબઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ સમક્ષ ગુર્જર વિદ્વાનોએ નવા વર્ષના બે બોલ રૂપે કરેલાં ભાષણો. **કિંમત રૂ. દોઢ.**

**આર્યદેવી**—સ્ત્રીબોધક નાની વાર્તા. **કિં. બે આના.**

**સુન્દરીસુબોધ ગીતસંગ્રહ**—( સૌ. કાશીબાઇકૃત ) **કિં. આઠ આના.**

**કુલ–ભૂષણ મહિલા**—સ્ત્રીઓને વાંચવા જેવા બોધક નિબંધો–અવતરણો–પુરાણિક આખ્યાયિકાઓ વગેરે. **કિં. રૂ. એક.**

**મહિલા ધર્મમાર્તંડ—કિં. રૂ. એક.**

**સારી સંતતી**—ભા૦ ૧–૨–( વૈદ્ય જટાશંકર કૃત ) **કિં. રૂ. દોઢ.**

**પુષ્પમાળા**—નાની નાની બોધક પાંચ વાતો. **કિં. ચાર આના.**

**પતિવ્રતા સતીઓ**—સચિત્ર. **કિંમત રૂ. બે.**

**ગર્ભ પોષણ અને સુવાવડ**—( ડા. ધનજીશાહ કૃત ) **કિં. છ આના.**

**માને શિખામણ**—( ડા. ત્રીભોવનદાસ કૃત ) **કિં. છ આના.**

**નવનારી**–સચિત્ર–હિન્દુસ્તાનની નવ સતી સ્ત્રીઓનાં ચરિત્રો. **મૂલ્ય રૂ. સવા.**

**સત્યભામા**—પત્નીની પસંદગી–શુદ્ધ પ્રેમનો આદર્શ. સચિત્ર પાંચ અંકી નાટક. **મૂલ્ય રૂ. દોઢ.**

**ગૃહવ્યવસ્થા**—મી. ગંગાશંકર મણીશંકર વૈષ્ણવ કૃત. **કિં. બાર આના.**

મળવાનું ઠેકાણું:—

**જીવનલાલ અમરશી મહેતા,**

ઠે૦ પીરમશા રોડ:–**અમદાવાદ.**



# તત્વચિંતન.

### તા. ૧ લી જાન્યુઆરી.

પોતાના મન ઉપર કાબુ મેળવવાથી ક્રોધાવેશમાંથી શાંતિના માર્ગે જવાય છે.



મનોવિકારવૃત્તિવાળો પુરુષ વારંવાર બીજાઓને સુધારવા અત્યંત આતુર હોય છે; પણ વિવેકી પુરુષ તો પોતાના પંડને જ યોગ્ય રીતે સુધારવા મથે છે. જે કોઈ જગતને સુધારવા ચ્હાતો હોય, તેણે પ્રથમ પોતાની જાતે સુધરવાને આરંભ કરવો. વિષયવાસનાના વિકારોના બીજને નાશ કરવાથી સુધારો પૂર્ણ થતો નથી; પણ એ તો માત્ર તેનો પ્રારંભ છે, તેનું પેહેલું પગથીઉં છે. દરેક ખોટા વિચાર અને સ્વાર્થી ધારણા વશ કર્યાથી જ સુધારો પૂર્ણ થાય છે. પૂર્ણ નિર્દોષપણું અને વિવેકના સ્થાન ઉપર પ્હોંચતાં પહેલાં દેહાભિમાન અથવા મૂર્ખતાનો કાંઇ પણ અંશ રહ્યો હોય તો તેનો પરાભવ કરવો જરૂરનો છે.

મહત્વાકાંક્ષારૂપી પાંખો માણસને પૃથ્વી ઉપરથી સ્વર્ગમાં, અજ્ઞાનમાંથી જ્ઞાનમાં, તિમિરવાળા નીચા પ્રદેશમાંથી પ્રકાશવાળા ઉચ્ચ પ્રદેશમાં લઇ જાય છે. તેના સિવાય તે મનુષ્ય માયાવી, વિષયી, અજ્ઞાન અને ઈશ્વરી પ્રેરણા રહિત અધમ પ્રાણી રહે છે.



દિવ્ય વસ્તુઓની પ્રાપ્તિ માટે જે લાલસા તેને મહત્વાકાંક્ષા કહે છે.

## તા. ૨ જી જાન્યુઆરી.

### શાંતિ ક્યાં મળે છે ? સત્યનું ગુપ્ત સ્થાન ક્યાં છે ?



જે વસ્તુઓનો પેહેલો હક છે તેને પ્રથમ મુકો; રમત પેહેલાં કામ, સુખભોગ પેહેલાં સ્વધર્મ ( કર્તવ્યકર્મ ), પોતાના પેહેલાં બીજા, આ એક સર્વોત્કૃષ્ટ નિયમ કોઇને અવળે માર્ગે દોરવતો નથી. યોગ્ય રીતે આરંભેલું કામ અર્ધ વિજય મેળવ્યા બરોબર છે. પહેલવાન ખોટી શરૂઆત કરે છે તો તે પોતાનું ઇનામ ખુવે છે; વેપારી ખોટે માર્ગે પોતાનો વેપાર શરૂ કરે છે તો તે પોતાની શાખ બગાડે છે; અને સત્યશોધક પોતાની શરૂઆત અન્યાય-અધર્મના માર્ગે કરે છે તો તે પોતાનો પ્રામાણિકતા રૂપી તાજ ખોઇ બેસે છે. ખરા માર્ગની શરૂઆત તો એ જ છે કે શુદ્ધ વિચાર, ખરી નેકી, નિઃસ્વાર્થ વૃત્તિ, પ્રૌઢ વિચાર અને શુદ્ધ અંતઃકરણ રાખવાનો પ્રારંભ કરવો. પ્રથમ વસ્તુને પ્રથમ મુકવી તે આ જ કહેવાય છે. આ ક્રમે કરી બીજી બધી વસ્તુઓ સરળ-નિયમસર ચાલી આવે છે, અને તેથી આપણું જીવન સારૂં, સુંદર, કૃતાર્થ અને શાંત બને છે.



આત્મા ( જીવ પોતાનું શિવપણું ) *પોતાની ગુમાવેલી શક્તિઓ પાછી મેળવવા પ્રયત્ન કરે છે.

* અખો—

> આપોઆપ તું રે, હું જ નબળું શેપ;<br>
> તું બોલે ચાલે સાંભળે, તે મ્હારો તેં લીધો વેષ.<br>
> આપોઆપ તું રે.
>
> હું પડછંદો ત્હારો, તાહરે તે સ્વાસોસ્વાસ;<br>
> મન તું તન તું ત્રીકમ, તું માંહે તે મ્હારો વાર.<br>
> આપોઆપ તું રે.

## તા. ૩ જી જાન્યુઆરી.

### શાંતિ મેળવવા જેની ઇચ્છા હોય તેણે મનોવિકાર દૂર કરવા.



જ્યાં સુધી મનુષ્યને પાશવ વૃત્તિ મધુર લાગે છે ત્યાં સુધી તે ઉંચે ચઢી શકતો નથી. તે એટલાથી જ સંતોષ માને છે; પરંતુ એ વાસનાઓનો સ્વાદ જ્યારે તેને અકારો થઇ પડે છે ત્યારે તે પોતાના દુઃખના સમયમાં સદ્ વિષયોનું ચિંતન કરે છે. જ્યારે સાંસારિક સુખ તેને મળતું નથી, ત્યારે તે સ્વર્ગીય સુખ માટે આકાંક્ષા કરે છે. પાપકર્મથી જ્યારે તે દુઃખના સપાટામાં ઘેરાય છે ત્યારે તે શુદ્ધ—સરળ માર્ગ શોધવા પ્રયત્ન કરે છે. ખરેખર પશ્ચાત્તાપ રૂપી નાશ પામેલી—મૃત રક્ષામાંથી ફ્રીનીક્ષ* પક્ષીની પેઠે તેની મહત્વાકાંક્ષા ઉંચે ચઢે છે, અને એવી મહત્વાકાંક્ષાની સબળ પાંખોનો આશ્રય લેવાથી સ્વર્ગની સર્વોત્તમ ભૂમિકા ઉપર જવાય છે. એવી મહત્વાકાંક્ષા વાળો પુરુષ, શાંતિના માર્ગ ઉપર ચઢેલો ગણાય છે, અને એ પુરુષ વચમાં અટકે નહીં, અથવા પાછો પડે નહીં, તો તે માર્ગને છેડે પ્હોંચે છે. દૈવી સંપત્તિની ઝાંખીથી જો તે પોતાનું મન નિરંતર સતેજ કરતો રહે તો તે દિવ્ય સ્થિતિ પ્રાપ્ત કરશે.



**જેની કલ્પના થઈ શકે તે પ્રાપ્ત પણ થઈ શકે.**

---

* અખો ભગત—

અખા લાઘવ સમજવામાંય, તો અંતર્યામી થાએ સહાય;
સામો હોય તો સાહે હાથ, પોતે પોતાના લેખો નાથ;
જે હુમાયુ પંખીની પેઠે, કોય હેતુ વાદ કરશો માં હઠે.
અગ્નિ કાષ્ઠ મેલીને પંખ, ઉપર ઉડી નાખે નિશ્શંક,
નિજ ઇચ્છાયે બાળે કાય, સ્વાત બુંદ ફરિ પરગટ થાય;
એમ અખા હોય બ્રહ્મવિચાર, ઉત્પન્ન લય જ્યાં હું ઈ સાર.

## તા. ૪ થી જાન્યુઆરી.

આપણા વિચાર અને કર્મો વડે આપણે આપણું જીવન ઘડીએ છીએ.



મનુષ્યની મહત્વાકાંક્ષાના પ્રમાણમાં તેને તેનું ફળ મળે છે. તેની ઇચ્છાઓ તે કેવો થવાનો છે તે દર્શાવે છે. મનને સ્થિર કરવું એ કાર્યની સિદ્ધિ અર્થે મૂળથી જરૂરી છે. હલકી ન્હાની બાબતોનો અનુભવ તથા જ્ઞાન, જેમ મનુષ્યને થઇ શકે છે, તે જ પ્રમાણે મોટી બાબતોનો અનુભવ તથા જ્ઞાન તેને મળી શકે છે. જે પ્રમાણે તે મનુષ્યદેહ ધારણ કરી શકયો છે, તે જ પ્રમાણે તે દેવ બનવાને શક્તિવાન છે. ઉચ્ચ અને દિવ્ય માર્ગ તરફ મનને વાળવું, એ જ ખરૂં અને જરૂરી કાર્ય છે.

મલિન વાસના એ મનુષ્યના અપવિત્ર વિચાર સિવાય બીજું શું છે ? સાધુતા એ મનુષ્યના પવિત્ર વિચાર સિવાય બીજું શું છે ? એકના વિચાર બીજાથી થઈ શકતા નથી. પવિત્ર યા અપવિત્ર થવું એ પોતાના જ હાથમાં છે. મહત્વાકાંક્ષાવાળો પુરુષ સ્વર્ગની ઉંચી સીડી પોતાની સન્મુખ જુએ છે, અને તેનુ અંતઃકરણ તે અંતિમ શાંતિ પ્રથમથી અનુભવતું હોય છે.



પાપવૃત્તિનો નાશ કરી દુઃખનો અંત આણે એવું પણ જીવન છે.

## તા. ૫ મી જાન્યુઆરી.

મનુષ્ય જો *સત્ય અને સદ્‌વસ્તુ સારૂ ઇચ્છા રાખે અને સંકલ્પ કરે તો તે મેળવી શકે ખરો.



**સ્વર્ગના દરવાજા** નિરંતર ઉઘાડા હોય છે. પોતાની મરજી અથવા શક્તિ સિવાય બીજું કોઇ તેને તેમાં પ્રવેશ કરતાં અટકાવી શકે તેમ નથી; પણ જ્યાં સુધી અધમ વાસનાઓ તેને પસંદ છે અને પાપવૃત્તિ તથા શોકને તે આધિન રહે છે ત્યાં સુધી તે **સ્વર્ગના રાજ્યસ્થાન**માં પ્રવેશ કરી શકતો નથી.

પાપ કરવું તથા દુઃખ ભોગવવું એ જીવન, જે હાલ સર્વ સામાન્ય છે, અને જ્યાં લગભગ સૌ કોઈ બુડેલા છે, તેના કરતાં વિશાળ, ઉચ્ચ, ઉમદા એવું જીવન છે, અને તે જીવન પાપવૃત્તિનો નાશ કરી દુઃખનો અંત આણવાવાળું છે. એ જીવન વિવેકી અને સુખમય, કલ્યાણકારી અને શાંત, સદ્‌ગુણી અને શાંતિથી ભરેલું છે. આવું જીવન ચાલુ કાળમાં પણ મળી શકે અને અનુભવી શકાય; અને એ જીવન જે પુરુષ ભોગવે છે, તે આસપાસ ઉથલપાથલ થતી છતાં સ્વસ્થ, પ્રવૃત્તિઓમાં રહ્યા છતાં નિવૃત્તિ અનુભવતો, અને જગતના કલેશ-કોલાહલની વચ્ચે શાંત હોય છે.



દરેક ક્ષણ કેવી ગાળવી એ આપણી મુનસફી ઉપર છે. દરેક કલાકે આપણું ભાવી બંધાય છે.

* કવિ છોટમ—

> **સત્યનામ** સમશેરને, હરદમ જો ગ્રહે હાથજી;
> છોટમ પાપને પરહરે, રમે **બ્રહ્મની** સાથજી.

## તા. ૬ ઠ્ઠી જાન્યુઆરી.

**શુદ્ધ જીવન ગાળનાર પોતાના મનને હરરોજ સુધારે છે.**



ધંધામાં ખબરદાર મનુષ્ય વિઘ્નોથી ડરતો નથી, પણ તેને શી રીતે દૂર કરવાં તેનો વિચાર કરે છે; તે મુજબ નિરંતર મહત્વાકાંક્ષાવાળો પુરુષ લાલચમાં ફસાઈ પડતો નથી, પરંતુ પોતાના મનને કેવળ મજબૂત કરવું, તેનુંજ ચિંતન કરે છે. લલચાવનારી વસ્તુ એક હીચકારા પુરુષની બરોબર સરખાવી શકાય; તે નબળા અને અરક્ષિત સ્થળેજ ઘુસી જાય છે. લાલચમાં ખેંચાનાર પુરુષે, તે લાલચનો પ્રકાર તથા તેનો હેતુ બરોબર ધ્યાનમાં લેવાં જોઇએ; કારણ તે જાણ્યા સિવાય તે લાલચ જીતી શકાશે નહીં. જેણે લાલચને જીતવી હોય તેણે તે લાલચ પોતાનીજ અજ્ઞાનતા અને ભુલાવામાં શી રીતે ઉત્પન્ન થાય છે તે સમજવું જોઇએ; અને અંતર્દૃષ્ટિ તથા મનન વડે તે *અજ્ઞાનને કેમ દૂર કરવું, અને અસત્‌ની જગોએ સત્‌ને કેમ સ્થાપવું, તેનો બરોબર અભ્યાસ કરવો જોઇએ.

સત્ય શું છે તે જાણવા ઇચ્છનારે પોતાની જાતને ઓળખવી જોઇએ. આત્મજ્ઞાન એ અહં જીતનારનો નોકર છે. ( જેણે અહંવૃત્તિ જીતી છે તેને આત્મજ્ઞાન તરત મળે છે. )



**સત્ય અને તેના જ્ઞાન અર્થે નિરંતર પવિત્ર સ્મરણ કરતા રહેવું.**

---

* કવિ છોટમ—

> વિદ્યા વિનય વિવેક વિચારે, અનુભવ અર્ક પ્રકાશે;
> અંતરમાં જે ચોર અવિદ્યા, તરત તેહથી નાસે.

## તા. ૭ મી જાન્યુઆરી.

**દોષો અને મલિનતા જેમ જેમ જણાતાં જાય તેમ તેમ દૂર કરવાં.**



એક પણ પગલું આગળ-ઉંચે વધ્યા એનો અર્થ એ કે પાછળ-નીચે કોઈ પણ વસ્તુ છોડી દીધી. નીચલી-હલકી વસ્તુનો ભોગ આપ્યાથી જ ઉંચે-ઉન્નત માર્ગે પ્હોંચાય છે. ખરાબ વસ્તુનો ત્યાગ કરવાથી જ સારૂં પ્રાપ્ત થાય છે. અજ્ઞાનનો નાશ થવાથી જ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પ્રાપ્ત કરેલી દરેક વસ્તુનો બદલો આપવો પડે છે, અને તે લાભ પુરેપુરૂં દામ ચુકવેથી જ મળે છે. દરેક પશુ, દરેક વેલામાં, કાંઇને કાંઇ ઈશ્વરદત્ત કૌશલ્ય અગર શક્તિ હોય છે, જે પોતાના ઉચ્ચ માર્ગ તરફ જતાં, ત્યાંની વધુ સારી-ઉંચા પ્રકારની બક્ષિસ કે શક્તિ મેળવવા માટે; મનુષ્ય નીચે મુકતો જાય છે. ત્યારે મૂળની-જૂની સ્વાર્થી વૃત્તિઓને વળગી રહેવાથી, માણસો કેટલી ગૌરવવાળી અને ઉપયોગી વસ્તુ ગુમાવે છે ? પ્રત્યેક ન્હાના ન્હાના ભોગની પાછળ, દેવદૂત આપણને જ્ઞાન તથા બુદ્ધિના ગહન પ્રદેશ ઉપર લઈ જવા તૈયાર હોય છે: ન્હાના ન્હાના સ્વાર્થત્યાગ પણ અફળ જતા નથી.

જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે તેણે તે જતું ન રહે; પતિત ન થવાય, તે માટે સાવધ રહેવું. ન્હાની ન્હાની વસ્તુઓમાં તેણે બહુ જ સંભાળ રાખવી, અને પાપના પ્રવેશ સામે બરોબર ટક્કર ઝીલવા તૈયાર રહેવું.



**સંપૂર્ણ-નિર્દોષ જીવનની પ્રાપ્તિ માટે ઉત્કટ ભાવના રાખો.**

## તા. ૮ મી જાન્યુઆરી.

દુનિયા પરના સર્વ પ્રકારના ઝઘડાનું સામાન્ય કારણ, દરેક વ્યક્તિનો સ્વાર્થ છે.



મનુષ્યનું અંતઃકરણ તેની વિધવિધ પ્રવૃત્તિઓનું મૂળ છે, તથા તેમાંથી જ સૌને ચૈતન્ય અથવા બળ મળે છે. મનુષ્યના સઘળા સુખદુઃખનું કારણ તેના જીવનની બહારની પ્રવૃત્તિઓ નથી, પણ તેના અંતઃકરણની અને મનની અંદર રહેલી ચંચળ વૃત્તિઓ છે; અને મનુષ્યના આચરણ પર તેની બહારની દરેક શક્તિનો આધાર છે–જેવું વર્તન તેવી તેની શક્તિની ગતિ.

જે મનુષ્ય પોતાની ભૂલ યા દોષ બહાર આવે અને પ્રસિદ્ધ થાય, તે સહન કરી શકતો નથી, પણ તેને છુપાવવાને પ્રયત્ન કરે છે, તે સત્યના રાજમાર્ગ પર ચાલવાને લાયક નથી. લાલચની સામે યુદ્ધ કરવા, તથા તેનો પરાજય કરવા, તે બરોબર સજ્જ થયલો નથી. જે મનુષ્ય નિડરપણે પોતાની અધમ વૃત્તિઓની સામે થઇ શકતો નથી, તે ત્યાગ રૂપી ઉંચા ખડબચડા પ્રદેશ પર ચઢી શકવા લાયક નથી.



દરેક મનુષ્ય બીજાના નહીં, પણ પોતાના જીવનના કર્મના નિયમને આધિન છે.

## તા. ૯ મી જાન્યુઆરી.

મનુષ્ય જ્યારે ખરી કસોટી ઉપર ચઢે છે, ત્યારે જ તેણે બહુ સાવચેતી રાખવાની હોય છે.



નિષ્ફળતાથી નાઉમેદ થતા નહીં. તમારી તે નિષ્ફળતાના પરિણામે વખતે તમને અમુક મહત્તા કે ખાસ જ્ઞાન પ્રાપ્ત થવાનાં હોય છે; અને નિષ્ફળતાથી મળેલો અનુભવ, જેટલી ખાત્રીથી અને ત્વરાથી તમને તે મહત્તા અથવા જ્ઞાન આણુશે તેવું કોઇ પણ શિક્ષક તમને શીખવી શકશે નહીં. તમારી દરેક ભૂલમાં, દરેક અધઃપતનમાં, જો તમે મન દેશો તો કંઇ ને કંઇ અતિ અગત્યની શિખામણ લેવાનું જણાશે; અને દેખાતી વિપત્તિમાંથી જે કોઇ સાર લેવા તસ્દી લેશે, તે કોઈ વખત નાસીપાસ થશે નહીં, અને તેને અંતિમ શ્રેષ્ઠ સ્થાન પર પ્હોંચાડવા, તે જ નિષ્ફળતાઓનો ઉપયોગ વેગવાળા ઘોડાની પેઠે કરશે.

મૂર્ખ મનુષ્યો પોતાના દોષ તથા પાપ બદલ બીજાને ઠપકો આપે છે, પણ **સત્યનો પ્રેમી** તો પોતાને જ ઠપકો દેશે. પોતાની રહેણીકરણીની તમામ જુમ્મેદારી તેણે પોતે જ સ્વીકારવાની છે.



લાલચ જેટલી પ્રબળ હોય છે તેટલી તેની જીત પણ મોટી અને વધુ લાંબા વખત ટકે એવી હોય છે.

## તા. ૧૦ મી જાન્યુઆરી.

અમર તત્વ, જેને સત્ કહે છે તે મેળવવાની મનુષ્યને ખરેખરી જરૂર છે.



નવું દેખાતાં પેહેલાં જુનું અદૃશ્ય થવું જોઇએ. જુના ઝુંપડાની જગોએ નવો મેહેલ બંધાવવો હોય, તો તે જુનું ઝુંપડું નાશ કરવું જોઇએ. નવું સત્ય દેખાતાં પેહેલાં જુની ભૂલો–કસુરો નાશ પામવી જોઇએ. નવું જીવન–નવું શરીર બંધાતાં પેહેલાં જીર્ણ પીંડનો–અહંતાનો ત્યાગ થવો જોઇએ. મમતી સ્વભાવ, અધીરાઈ, ઇર્ષ્યા, મગરૂરી અને મલિનતાથી ભરેલા જુના પિંડનો જ્યારે નાશ થશે ત્યારે તેને બદલે નમ્રતા, ધીરજ, શુભેચ્છા, નિરભિમાન અને પવિત્રતા ( નિર્દોષપણા ) સાથે મનુષ્ય નવા રૂપમાં દેખા દેશે. પાપ તથા દુઃખથી ભરેલું જુનું જીવન છોડવું જોઇએ; નીતિમય અને આનંદમય જીવનનો ઉદય થવો જોઇએ. પછી જે કાંઇ જીર્ણ અને કદરૂપું હશે તે બદલાઈ જશે અને સુંદર થઇ જશે.

આત્માનું કાયમનું રહેઠાણ, સ્વર્ગનું રાજ્ય અને દરેક અખંડ સુખનો ઝરો અને ભંડાર આ તત્વની પ્રાપ્તિમાં છે.



સદ્‌ગુણી જીવન પ્રાઢ અને સર્વોત્કૃષ્ટ છે.

## તા. ૧૧ મી જાન્યુઆરી.

**બહાર શું છે તેની ચિંતા કરવાની નથી, કારણ કે એ તમારા પોતાના અંતર્ જ્ઞાનનું પરાવર્તન-ચિત્તનું પ્રતિબિંબ છે.**



બહારના છુટાછવાયા સુધારાની શોચનિય નિષ્ફળતાનું કારણ એમ સમજાય છે કે તેના ઉપાસકો તે તે સુધારાની સમાપ્તિમાં તેમનું અંતિમ લક્ષ્ય સમજે છે; પણ એમ જાણતા નથી કે તે તો માત્ર દરેક વ્યકિતની પૂર્ણતા સારૂ–મુખ્ય હેતુની સાધના સારૂ–પ્રથમ પગથીઉં છે.

વિશુદ્ધ અંત:કરણ અને મનવાળા પુરુષે સર્વ ખરો સુધારો અંત:કરણથી–ભીતરની લાગણીવાળો કરવો જોઇએ. અમુક વસ્તુઓ ખાવી પીવી નહીં અને કેટલાક બાહ્યોપચારોથી દૂર ખસી જવું એ શરૂઆતમાં જરૂરી અને ઉપયોગનાં છે, પણ એ તો પગથીઆં જ કહેવાય; અને એટલામાં જ આપણા જીવનની કૃતકૃત્યતા માનીએ તો આપણે ખરા આધ્યાત્મિક જીવનથી ઘણા પાછળ પડીએ છીએ. તેથી અંત:કરણને *નિર્મળ કરવું, મનને સુધારવું, અને બુદ્ધિને ખીલવવી એ સારૂં કામ છે; કારણ આપણે જાણીએ છીએ કે વિશુદ્ધિ પામેલું અંત:કરણ એ જ ખરા ઉપયોગનું છે.



**તમારૂં ભીતર કેવું છે એ જ જાણવાની જરૂર છે; કારણ કે તમારૂં બાહ્ય સ્વરૂપ તો તેને જ અનુસરતા રંગ તથા રૂપે દખાય છે.**

* કવિ છોટમ—

એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારૂં ફાકે;
ઉપર ચોખ્ખા અંતર મેલા, પરધન હરવા તાકે,
રે શું સમજ્યો વૈષ્ણવ થઈ, અવિદ્યા તો અલગી નવ ગઇ.

## તા. ૧૨ મી જાન્યુઆરી.

**તમારા સંકલ્પ હરરોજ તાજા કરો. અને મોહના પ્રસંગે સત્યના માર્ગથી ચલિત થશો નહીં.**



દિવસો લાંબા થતા જાય છે. હમણાં સૂર્યનારાયણ જરા ઉંચે ચઢતા જાય છે અને પ્રકાશ જરા લાંબો વખત પ્હોંચે છે. તે પ્રમાણે આપણું ચારિત્ર્ય આપણે દિનપરદિન સબળ કરી શકીએ; દિનપ્રતિદિન આપણું અંતઃકરણ સત્યના પ્રકાશ તરફ ખુલ્લું કરી શકીએ, અને નીતિરૂપી સૂર્યનો પ્રકાશ આપણા મન ઉપર વિશેષ પ્રમાણમાં આવવા દઇએ. સૂર્ય કદમાં તેમ પ્રચંડતામાં વધતો નથી, પણ પૃથ્વી ફરી તેના તરફ વળે છે, અને જેમ જેમ તે એ તરફ વધુ વળતી જાય છે તેમ તેમ એનો લાભ તેને વધુ મળતો જાય છે. સત્ય અને સદાચારનો વખત હાલ ચાલુ કાળમાં છે. તેમાં ન્યૂનાધિકતા થતી નથી, પણ આપણે જેમ જેમ તે તરફ જઇએ છીએ તેમ તેમ તેના પ્રકાશ તથા કૃપાનો લાભ નિરંતર વધતા પ્રમાણ અને શકિતમાં મેળવતા જઇએ છીએ.

જેમ કોઇ કારીગર, પોતાના હથીઆર વડે હરરોજ ખંત રાખી કામ કર્યા કરવાથી, પોતાના ધંધાની ચીજો ઘડવામાં ચતુરાઇ મેળવે છે, તેમ સત્યનો નિરંતર કાળજીપૂર્વક અભ્યાસ સારાં કૃત્યો કરાવવામાં ઉપયોગી થઈ પડે છે.



**અભ્યાસે કરીને જ સત્યની પ્રાપ્તિ થાય છે.**

## તા. ૧૩ મી જાન્યુઆરી.

### વિવેકી મનુષ્યો પોતાના વિચારને પવિત્ર બનાવે છે.



આયુષ્ય કાળ દરરોજ નવું રૂપ ધારણ કરે છે, અને નવી મંડાણ, નવી ઘટના તથા નવી સિદ્ધિઓને જન્મ આપે છે. તારાને તેમની કક્ષામાં ફરતા જન્માન્તરોએ જોયલા છે, પરંતુ કોઈ પણ યુગે આજનો દિવસ જોયો નથી. એ તો એક નવું રૂપ, નવું સત્ય છે. તે એક નવો અવતાર, એક નવો ક્રમ, એક નવા મંડળ, એક નવા યુગના આગમનની ખબર આપે છે. સર્વ મનુષ્યોને તે નવી આશાઓ, નવા પ્રસંગો બતાવે છે. એમાં તમે નવા પુરુષ, નવી સ્ત્રી થઇ શકો. તમારે માટે તો તે દિવસ પુનરૂત્પત્તિનો, જીર્ણોદ્ધારનો, પુનર્જન્મનો થઇ શકે. તમારૂં જુનું જીવન, જે ભુલો, નિષ્ફળતાઓ તથા દુઃખોથી ભરેલું હતું, તેમાંથી મુક્ત થઇ, કાર્ય સાધવાનો નિશ્ચય અને સામર્થ્યે ધરાવતા એક નવી ભાવનાની પ્રેરણાથી દીપતા તમે નવા જીવનમાં ચઢો.

મન અને શરીર પાક–નિર્દોષ રાખો. વિષયવાસનાનો ત્યાગ કરો. સ્વાર્થબુદ્ધિ મનમાંથી કહાડી નાખો, અને ઉચ્ચ–પવિત્ર જીવન ગાળો.



ન્યાયી, નમ્ર, અને નિષ્પાપ શીલના થાઓ.

## તા. ૧૪ મી જાન્યુઆરી.

**દુષ્કર્મો કમી કરવા અને સત્કર્મો વધારવા, સતત પ્રયાસ ચાલુ રાખો.**



કોઇ પણ પ્રકારની જીત મેળવતાં અગાઉ તે સારૂ સવેળા તૈયારી કરવી પડે છે. જેમ ફુલ કે પર્વત આપોઆપ સહેજ મળતા નથી, તેવી રીતે જીત પણ મળતી નથી. તેમની માફક કાર્ય અને પરિણામની પરંપરાના વૃદ્ધિક્રમની એ પરિસીમા છે. માત્ર ઇચ્છા કરવાથી કે ઘંતર મંતરથી ઐહિક ફળ–સાંસારિક જીત મળશે નહીં. તે તો યોગ્ય માર્ગે નિયમસર સાધેલા યત્નોથી જ મેળવવી જોઇએ. આધ્યાત્મિક જીતની શરૂઆત લાલચમાં ફસાવાનો સમય આવતાં સુધી થતી નથી એવું જે મનુષ્ય ધારે છે તેને તે જીત મળતી નથી. સઘળા આધ્યાત્મિક વિજયો, ચિંતનના શાંત સમયમાં અને ન્હાની ન્હાની કસોટીઓમાં ક્રમે ક્રમે ફતેહ મેળવવાથી પ્રાપ્ત થાય છે. મહાન્ મોહજાળની અચૂક અને સંપૂર્ણ જીત એ લાંબા કાળની તૈયારીનું પરિણામ છે–એ પ્રસંગ જીતની પૂર્ણાહુતિ છે.



**સદ્‌ગુણનો અભ્યાસ રાખવા અને ઉત્તમ અચળ સિદ્ધાંતો સમજવા તથા તેમાં મન લગાડવા ઉપર તમારૂં લક્ષ આપો.**

## તા. ૧૫ મી જાન્યુઆરી.

**અનંત આનંદ-પરમાનંદ તમારા મૂળ ધામ *સ્વધામ આવવાની રાહ જુવે છે.**



અનાજ અને ફળ પાકે તે સારૂ વરસાદ પડી જમીનને અગાઉથી તૈયાર કરે છે, તે મુજબ ઘણા દુઃખરૂપી વૃષ્ટિ અંતઃકરણ ઉપર પડવાથી તે નમ્ર અને હોંશીઆર બને છે, અને એ રીતે હૃદયને મુગ્ધ અને મનને નિર્દોષ-સર્વાંગ શુદ્ધ કરતી વિવેકબુદ્ધિ ખીલે છે. વાદળાંથી પૃથ્વી ઉપર અંધારૂં થાય છે, પણ તે તેને શીતળ અને ફળદ્રુપ કરવા સારૂ જ. તેજ પ્રમાણે દુઃખ રૂપી વાદળાંની છાયા, મનુષ્ય ઉમદા કૃત્યો કરવા તત્પર થાય તે માટે હોય છે. દુઃખમાં જ ઈશ્વર સાંભરે છે. અક્કલ વગરની હાંસી, નાગી મશ્કરી, અને શોચનીય નિંદાનો તે વખત અંત આવે છે. તે હૃદયને બીજાની દાઝ જાણે તેવું નમ્ર અને મનને વિચારશીલ-રસિક બનાવે છે. દુઃખથી મળેલા સર્વ અનુભવની સ્મૃતિ-સંચય તે જ વિવેક (જ્ઞાન) છે.

તમારૂં દુઃખ ચાલુ રહેશે એવું ધારશો નહીં; વાદળની માફક તે પણ વિખેરાઇ જશે.



દેહાભિમાન છુટયું એટલે શોક રહેતો નથી.

* કબીર—

પાંચ બાતકા પિન્જરા, સો તો અપના નાહીં;
અપના પિન્જર વહાં બસે, અગમ અગોચર માહીં.

## તા. ૧૬ મી જાન્યુઆરી.

એક સાચા ગૃહસ્થ યા ગૃહિણીને છાજે એવી રીતે સુખ શાંતિથી અને આનંદમાં રહો.



સારા વિચાર, સારા કર્મ કે સારા ઉદ્યોગમાં મચ્યા રહેવું એનાથી અધિક સુખ બીજા કશામાં નથી. દરેક સદ્‌વસ્તુમાં સુખ રહેલું છે, અને જે હૃદયમાં અગર જે ઘરમાં પુણ્યનો–સદાચારનો વાસ છે ત્યાં અધર્મ–દુઃખ પ્રવેશ કરી શકતા નથી. સારી રીતે ગોઠવાયલું લશ્કર, જેમ દુશ્મનને દૂર રાખે છે, તે પ્રમાણે સદાચાર રૂપી દ્વારોથી રક્ષાયલા મનમાં દુઃખનો પ્રવેશ થઈ શકતો નથી. અરક્ષિત દ્વારમાંથી જ દુઃખ પ્રવેશ કરે છે; અને તેમ છતાંએ જો તે મનુષ્ય દુરાચારી હોતો નથી તો તેના ઉપર તેની પૂર્ણ સત્તા જામી શકતી નથી. દુષ્ટ વિચાર લાવવા નહીં, દુષ્ટ કૃત્યો કરવાં નહીં, નાલાયક તથા શંકા ભરેલા ધંધામાં જોડાવું નહીં, પણ દરેક વસ્તુમાં શ્રેય શોધવું. પરમ આનંદનું, શ્રેષ્ઠ સુખનું મૂળ આ જ છે.



શુદ્ધ–સાત્વિક સુખ એ આત્માની સાચી–વાસ્તવિક અને આનંદમય અવસ્થા છે.

## તા. ૧૭ મી જાન્યુઆરી.

સર્વ વ્યવહાર કાર્યકારણના કાયદાને અનુસાર હોવાથી નિયમસર અને ક્રમે ક્રમે ચાલે છે.



ફળપ્રાપ્તિ સારૂ ચિંતા રાખશો નહીં, તેમ ભવિષ્ય કેવું નિવડશે તેનો વિચાર આણશો નહીં; પણ આપણામાં શી શી ન્યૂનતા–ખામી છે તે જાણવા અને તે દૂર કરવા કાળજી રાખશો; કારણ આ એક સરળ સત્ય યાદ રાખશો કે સારામાંથી નરસું કદી જન્મ પામતું નથી, અને ચાલુ પવિત્ર જીવનનું ભવિષ્ય અશુભ નિવડતું નથી. તમે તમારા કર્મોના માલીક છો, તે કર્મોના પરિણામના નહીં. આજના કાર્ય પ્રમાણે કાલે સુખ અગર દુઃખ આવશે, તો ભવિષ્યમાં તમને શું થશે અને શું નહીં તે વિશે ચિંતા નહીં કરતાં તમે જે પ્રકારના વિચાર અગર કૃત્ય કરો તે ઉપર બહુ કાળજી રાખજો. કારણ જે પુરુષ સારાં કૃત્ય કરે છે, તે તેના પરિણામની ફિકર રાખતો નથી અને ભવિષ્યની અશુભ શંકાઓથી મુક્ત રહે છે.



ખરેખર, ધર્મનું જ રાજ્ય ચાલે છે અને તે નિરંતર રાજ્ય કરે છે. ન્યાય તથા પ્રેમ તેના સનાતન મંત્રીઓ છે.

## તા. ૧૮ મી જાન્યુઆરી.

### સત્ય તથા નિષ્કપટ વચનોજ બોલજો.



બહાર તોફાન—શોરબકોર ભલે હોય, પણ અંતરમાં શાંતિ હોય તો તેથી તેની કાંઇ અસર થશે નહીં. વા વરસાદના ભારે તોફાનના પ્રસંગે પાસે સગડી હોય તો ઠંડીની અસર થતી નથી, તે પ્રમાણે જેનું અંતઃકરણ **સત્ય જ્ઞાનમાં—ઈશ્વરી નિયમમાં** દૃઢ હશે, તે આસપાસ ચડાસાચડસી અને ગભરાટ મચી રહેલા હશે, તોપણ શાંતિ ભોગવતો રહેશે. મનુષ્યના સખત પક્ષાપક્ષી તથા જગતના કોલાહલમાં આપણે સામેલ થઇ ભાગ નહીં લઇશું તો તે આપણને ક્રોધી તથા આકુલ-વ્યાકુલ કરશે નહીં ઉલટું, આપણું મન શાંત હશે તો બહારની ધમચકડ આપણી શાંતિ ગાઢ કરશે, તેની ઉપયોગીતા વધુ સારી રીતે ઠસાવશે અને મનુષ્યના દિલ નમ્ર બનાવવા તથા તેમના મન પ્રબોધિત કરવા સલાહ સંપનાં કર્યો કેટલાં જરૂરી છે, તે બહુ સારી રીતે પ્રસિદ્ધિમાં આણશે.

જેના મન પર કોઇને કરેલા અપકારનો ભાર નથી, જેનું મન કોઇને કરેલા નુકસાનથી સંતાપ પામતું નથી, જેના નિર્દોષ હૃદયમાં બીજાના વિષે દ્વેષભાવના ઉત્પન્ન થઇ વૃદ્ધિ પામતી નથી તે જ મનુષ્ય સુખી સમજવો, તેનું જીવન ધન્ય છે.



જે બીજાની નિંદા કરે છે તેને શાંતિનો માર્ગ દેખાય જ નહીં.

## તા. ૧૯ મી જાન્યુઆરી.

શુદ્ધાત્મા થવું એ અવશ્ય કઠણ કામ છે. સઘળી લાયકાત કથાવટથી મળે છે.



જ્યારે તોફાન નરમ પડે છે અને સઘળું ફરીથી શાંત થાય છે ત્યારે સર્વ પ્રકૃતિ તે શાંતિમાં—મૂળ સ્થિતિમાં આણુ-નારી શાંતિમાં કેવો વિસામો લેતી લાગે છે તેનું અવલોકન કરો. સર્વ વસ્તુઓ પર આ શાંત ચેતના—તાલાવેલી પસરી રહે છે, તેથી જડ વસ્તુઓ પણ આ ઉત્સાહક વિશ્રાંતિ ભોગવતી હોય એમ જણાય છે. એ પ્રમાણે જ્યારે અતિશય ઉત્કંઠા અથવા આકસ્મિક જબરો આવેશ શમી જાય છે ત્યારે થઇ ગયેલા બનાવનું મનન કરવાનો સમય આવે છે કે જે વખતે ચિત્તવૃત્તિ તેની પૂર્વસ્થિતિમાં હોય છે, અને સર્વ પદાર્થો તેમના ખરા સ્વરૂપ તથા યોગ્યાયોગ્યતા મુજબ દેખાઇ આવે છે. આવા વિશ્રાંતિના સમયમાં, આત્મપરીક્ષા કરવાની, હું* કોણ છું વગેરે ખરી રીતે જાણવાની તક શોધી લેવી અને અવરજનો સંબંધી વધુ દયાભાવથી વિચાર કરવો જરૂર છે. શાંતિનો સમય એજ પરાવર્તનનો—જીવનસાફલ્ય કરવાનો કાલ છે એમ સમજવું.

દેહાભિમાન ખસી જવાથી હૃદયમાં આનંદ આવી ભરાય છે; એનો વાસ શાંતિપ્રિય સ્વસ્થ ચિત્તવાળાઓમાં હોય છે; તેનો અમલ નિર્દોષ મનુષ્યો ઉપર છે.



તમારા દરેક વિચાર, વાણી તથા કર્મ માયાભાવથી ભરેલા વિવેકયુક્ત અને નિષ્પાપ કરો.

* નરસિંહ મેહેતા—

> એક તું એક તું એમ સૌ કો સ્તવે, કોણ હું તે નહીં કો વિચારે;
> કોણ છું કયાં થકી આવિયો જગ વિશે, જઇશ કયાં છુટશે દેહ ત્યારે.

## તા. ૨૦ મી જાન્યુઆરી.

દુઃખના માઠા સમયમાં મનુષ્યો લગભગ સત્યના સાધક થઈ શકે છે.



જ્યારે તમારા નેત્રમાંથી અશ્રુ વહે અને અંતઃકરણ વેદના પામે ત્યારે સમસ્ત જગતનું દુઃખ યાદ કરજો. જ્યારે તમારા પર દુઃખ આવી પડે ત્યારે એવું દુઃખ સૌને થાય છે એટલું યાદ રાખજો. દુઃખથી કોઈ મુક્ત નથી. મનુષ્યજીવનમાં એ જ એક વસ્તુ છે, જે ધર્મની અગત્યતા સાબીત કરે છે. તમે એકલા જ અને તે પણ વગર વાંકે એ દુઃખ ભોગવો છો એમ કદી માનશો નહીં. જગતમાં પ્રસરી રહેલા સઘળા ક્લેશનો તે માત્ર અંશ છે. સર્વને એનો સામાન્ય અનુભવ મળે છે. આવી સમજ થતાં તે આવી પડેલાં દુઃખથી તમારે ધીમે ધીમે ધર્મનાં ગહન રહસ્ય અને દયાનું વિશાળ સ્વરૂપ સમજવું જોઇએ, અને સર્વ મનુષ્ય તથા પ્રાણીમાત્ર તરફ રહેમદીલથી જોવું જોઇએ. એથી તમે વધુ સ્નેહાળ થશો અને પૂર શાંતિ અનુભવશો.

એટલું તો નિશ્ચયપૂર્વક સમજજો કે જે તમારૂં નથી તે તમારી પાસે આવનાર નથી, અને તે પણ તમારા જ અનંત સુખને માટે નથી, તેનું સુખ તમે ચિરકાલ ભોગવી શકશો નહીં.



દુઃખને અંતે આનંદ તથા શાંતિ મળે છે.

## તા. ૨૧ મી જાન્યુઆરી.

### દુઃખ અનુભવી જાણનારને સુખ પ્રાપ્ત થાય છે.



જેમ પ્રકાશ થયે અંધારૂં જતું રહે છે, તોફાન પછી શાંતિ આવે છે, તે પ્રમાણે દુઃખ કેડે સુખ અને ઉદ્વેગ પાછળ સ્વસ્થતા, શાંતિ આવે છે. દુઃખના અનુભવથી મળતી ગાઢ વિવેક-બુદ્ધિ, સંકટ આવી પડતાં પહેલાં મનમાં જે ખોટો ખળભળાટ થાય છે તે દૂર કરી તેને બદલે શાંત અને ચિરકાલ ટકે એવો આનંદ આપે છે. ઇંદ્રિયોના સુખ ભોગવવા જતાં, અને આત્મ-જ્ઞાનનું પરમ સુખ પામતાં પહેલાં, દુઃખ રૂપી અઘોર ખીણ પૃથ્વી પરના સઘળા મનુષ્યે પસાર કરવી પડે છે, અને તેમ કરેથી દિવ્ય આનંદ—**પરમાનંદ** આપણા મિત્ર બને છે. જેઓ ઐહિક યાત્રામાંથી આધ્યાત્મિક યાત્રામાં પ્હોંચ્યા છે—અસત્‌માંથી જેઓ સત્‌ને માર્ગે ચઢયા છે—તેમણે દુઃખનો કુપથ્ય ભાગ ચાળી નાખી સત્યનું તેજોમય સ્વરૂપ જોયું છે.



સત્ય જેના ભંડાર છે. વિવેકને અનુસરતું જેનું જીવન છે, તે પુરુષ અખંડ આનંદ ભોગવશે. અવિદ્યારૂપી વિસ્તીર્ણ સાગર પસાર કરેથી તે વૈરાગ્યરૂપી કિનારે—જ્યાં શોક સંતાપનું નામ નથી ત્યાં ઉતરશે.

## તા. ૨૨ મી જાન્યુઆરી.

બહાર જણાતા સઘળા જુલમ-અન્યાય એ અંતરમાં વ્યાપી રહેલા સડાની છાયા અને પરિણામ રૂપ છે.



સુખ અને દુઃખ, હર્ષ અને શોક, સિદ્ધિ અને અસિદ્ધિ, જય અને પરાજય, ધર્મ, વ્યાપાર અને વ્યવહાર, તથા જીવનની સર્વ પ્રવૃત્તિમાં આપણા ચારિત્ર પર સઘળી વસ્તુનો આધાર છે. મનુષ્યના બહારનો સઘળો જીવનક્રમ દોરનાર ગુપ્ત કારણો તેના મન વિષે રહેલાં છે. ચારિત્ર એ કાર્ય તથા પરિણામ બન્ને રૂપે છે. કર્મોનો કર્તા તથા પરિણામોનો ભોક્તા એ જ છે. સ્વર્ગ, નરક, પાપમોચન તેમાં રહેલાં છે. દુષ્ટ અને અપવિત્ર વર્તનવાળા મનુષ્યના જીવનમાં સુખ કે સૌંદર્યનાં તત્વો તેની સમીપ હોય તોપણ દેખાતાં નથી, એનો અનુભવ તેને હોતો જ નથી; પણ નિર્દોષ અને સદ્‌ગુણી પુરુષનું જીવન સુખમય, આનંદમય, રસમય હોય છે. જેવું તમારૂં ચારિત્ર બનાવશો તેવું તમારૂં જીવન ઘડાશે.



મમતા તથા રાગ ( અહંપણું તથા ક્રોધ ) દૂર થાય અને સત્ય હોય તે જ આપણે હાથે થાય ત્યારે જ્ઞાનદૃષ્ટિ ખુલી કહેવાય. જ્ઞાનનું આ છેલ્લું પગથીઉં છે.

## તા. ૨૩ મી જાન્યુઆરી.

પરમાર્થનિષ્ટ માર્ગનો ત્યાગ નહીં કરતાં સઘળાં વિઘ્નો પસાર કરી આખર સુધી જે એ માર્ગમાં ચાલુ રહે છે તે જ મનુષ્ય પરમ સત્ય સમજી શકે છે.



જ્યારે મહાન્ વિઘ્નો આવી પડે, અને દુઃખથી ઘેરાઇ જાઓ ત્યારે તમારી આ અકળામણના યોગે તમારે વધુ ઠરેલ અને વધારે બળવાન કાર્ય યોજવાં પડશે. તમારી શકિત બહારનું એકે કાર્ય તમને ગુંચવશે નહીં (તમે દરેક કાર્ય સાધી શકશો). તમે નિરાકરણ કરી શકો નહીં એવો એકે પ્રશ્ન–વિષય તમને પીડશે નહીં ( તમે દરેક પ્રશ્નનો ઉકેલ આણી શકશો ). જેવો સખત મામલો–વિપત્તિ તે પ્રમાણમાં તમારા સત્વની કસોટી, અને તેટલો જ પૂર્ણ જય, હર્ષથી ભરેલો તમારો વિજય નિવડે છે. ગમે તેવી ગુંચવણ ભરેલું કામ હશે તોપણ તેમાંથી નીકળવાનો માર્ગ હોય છે અને એ માર્ગ શોધી કહાડવાને તમારા સામર્થ્યની–શક્તિની સખત કસોટી થાય છે અને તે દ્વારા તમારાં ગુપ્ત ચાતુર્ય, શક્તિ અને સમયસૂચક યુક્તિઓ બહાર આવે છે. તમને વશ કરવા મથનાર વસ્તુ પર જ્યારે કાબુ મેળવશો ત્યારે એ નવી પ્રાપ્ત થયલી શક્તિથી તમને (ઓર) આનંદ મળશે.



અભ્યાસ કરી સત્ય જાણવાથી તથા તેની સાથે તન્મયતા થવાથી તમે અજીત થશો. કારણ, સત્યને કદી ગભરાટ કે પરાજય થતો નથી.

## તા. ૨૪ મી જાન્યુઆરી.

**સત્યનો પ્રકાશ–ઈશ્વરી જ્ઞાન તથા તેની કૃપાનો અનુભવ મેળવવા સારૂ તમારી બહાર અથવા દૂર (બાહ્ય સૃષ્ટિ) નહીં જોતાં *અંતરદૃષ્ટિ કરશો.**



કેટલાએક પ્રયાસ કર્યા પછી આપણે આગળ વધી શકીએ છીએ. અમુક દિશામાં શારીરિક કે માનસિક પ્રયત્નો લાગલાગટ કરેથી આપણી શક્તિ વધતી જાય છે. ફરી ફરીને મહેનત કરતા રહેવાથી બળ વધે છે. આ નિયમને અનુસરવાથી પહેલવાન ઝડપી તથા સહનશક્તિ દર્શાવતા અદ્ભુત પરાક્રમો સિદ્ધ કરતાં શિખે છે. આવો પ્રયાસ જો જ્ઞાનમાર્ગે તરફ હોય તો તેથી અલૌકિક બુદ્ધિપ્રભાવ યા કૌશલ્ય આવે છે; અને તે જો આધ્યાત્મિક માર્ગે તરફ હોય તો તેથી જ્ઞાનદૃષ્ટિ અથવા સર્વોત્તમ પદ પ્રાપ્ત થાય છે. સંજોગોના બળે કરી આપણને વધુ મેહેનત કરવી પડતી હોય અગર કાર્ય લંબાતું હોય તો તેથી નારાજ થવું નહીં. આપણું મન, કાર્યોને જેવા ખરાબ રૂપમાં મુકે છે, તેવા તે આપણી દૃષ્ટિએ જણાય છે; પણ જેઓ તેના નિયમને માન આપી તેનો સ્વીકાર કરે છે, તેને તે કાર્યો સુખકર દેખાય છે.



**તમારા ન્હાના ન્હાના કાર્યવ્યવહારમાં–તમારા ખરા–હૃદયના નમ્ર અને ગુપ્ત દાનભોગોમાં પણ તમને સત્ય જણાશે.**

---

* અખો—

સાચો અંતરજામી ગોર, બીજો ગુરૂ બાઝાર મોહર;
તેનો અર્થ કહેવા શોભવા, સંસારીનું મન લોભવા;
પણ રીઝ આવે જેમ રૂપૈયા વટે, તેમ અખા આતમથી આતમ જટે.

## તા. ૨૫ મી જાન્યુઆરી.

આકળાપણા-વલોપાતનો ત્યાગ કર્યા સિવાય કોઈ પણ જગોએ શાંતિ મળતી નથી.



નિરાશા, ચિંતા, ઉપાધિ અને તામસી પ્રકૃતિથી જે અનિષ્ટો આપણે વારવા ઇચ્છીએ છીએ, તે દૂર કરી શકાતા નથી. ઉલટું, જે દુઃખો-હેરાનગતિમાંથી તે ઉદ્ભવે છે તેની તેઓ વૃદ્ધિ કરે છે. જીવન જો ઉપયોગી અને સુખદાતા બનાવવું હોય તો ચિત્ત દૃઢ અને સ્વસ્થ કરવાને કરેલી મહેનત ઘણી જરૂરી છે. નજીવાં તેમજ ભારે સંકટો, જેથી આપણું મન આકુળવ્યાકુળ રહે છે, તેની સામે જો આપણો સ્વભાવ શાંત અને સ્વસ્થ રહે, તો તે સંકટો દૂર થઇ નાશ પામે છે. સ્વાર્થસાધના, મનકામના, યુક્તિપ્રયુક્તિ અને ભોગવિલાસ બર આણવા જતાં, અડચણો, અટકાવ તથા હરકતો સામે આવે છે; અને આ વિપરિત પરિણામો સવિવેક અને શાંત મનથી સહન કરવા જેટલું જ્યારે જ્ઞાન થાય છે ત્યારે આપણે ખરૂં અને સ્થાયી સુખ અનુભવીએ છીએ.



જ્યારે આકળાપણું અને તામસી સ્વભાવ દૂર થાય છે ત્યારે સબળ, સ્થિર અને શાંત મનના પ્રતાપે આપણે સુખના-આનંદના જ્ઞાતા અને ભોકતા થઈએ છીએ.

## તા. ૨૬ મી જાન્યુઆરી.

જે મનુષ્ય પોતાના મનમાં પવિત્ર અને ઉમદા વિચારો ઠસાવે છે તેને જ ઉત્તમોત્તમ સુખ આવી મળે છે.



સ્થૂળ વૈભવો અથવા એવા કોઇ સુસંયોગોમાં સુખ રહ્યું નથી, (સર્વ દુઃખનું મૂળ મન છે) એવું જાણી અનુભવ કરીએ છીએ ત્યારે આપણામાં વિવેકબુદ્ધિ–જ્ઞાનની શરૂઆત થઈ એમ કહેવાય. કોઇ મનુષ્ય પાસે આ અગર તે વસ્તુ હોય, થોડો વધુ પૈસો હોય, જરા વધારે ફુરસદ મળતી હોય, અમુક મનુષ્ય જેટલી બુદ્ધિ હોય, અગર બીજા કોઈના જેવાં સાધનો હોય, અગર વધારે સારા મિત્રો હોય, અથવા આસ-પાસની સ્થિતિ વધારે અનુકૂળ હોય તો તે મનુષ્ય સંપૂર્ણ *સુખી છે એમ માની લેવું એ તો માત્ર ભ્રમણા છે. અફ-સોસ! આવી વ્યર્થ ઇચ્છા રાખવામાં અસંતોષ અને દુઃખ છે. તમને ભીતરમાં સુખ ન મળ્યું તો બહારથી કદી સુખ મળશે નહીં. કાળચક્રના સર્વ ફેરફારમાં સમજુ–વિવેકી–મનુષ્ય માને છે તેવું સુખ ટકી રહે છે.



આપણું આખું જીવન પરિણામ રૂપી માળાથી ગુંથાયલું છે, અને તેનું કારણ વિચાર–આપણા પોતાના જ વિચાર છે.

* કબીર—

> હસ્તી ચઢ કર જો ફીરે, ઉપર ચમર ઢળાય;
> લોક કહે સુખ ભોગવે, રહે વો દોઝખ માંય.
> જગ સારા દરિદ્ર ભયા, ધનવંત ભયા ન કોય;
> ધનવંત સોહી જાનીયે, રામ પદારથ હોય.

## તા. ૨૭ મી જાન્યુઆરી.

આનંદી અને સુખીઓ જીવ એ અનુભવ તથા જ્ઞાનનું પાકું પરિણામ છે.



કુદરતમાં કેટલી અનહદ ધીરજ છે તે સંબંધી મનન કરવું હિતકારી છે. પુંછડીઓ તારો પોતાની ફેરી ફરી રહેવા એક હજાર વર્ષ લેતો હશે; જમીન ધોઈ નાખવાને દરીઆને દશ હજાર વર્ષ લાગતાં હશે; મનુષ્ય જાતિનું પૂર્ણ પ્રકટીકરણ કરોડો વર્ષે થતું હશે; તો એક કલાક અથવા એક દિવસમાં બનતી ક્ષણભંગુર બાબત માટે જે ઉતાવળ, ધાંધલ, અસંતોષ, નિરાશા અને હાસ્યજનક સ્વમહત્તા બતાવીએ છીએ તેથી આપણે લાજવું જોઈએ. સબુરી—ધીરજ એ ઉત્તમોત્તમ મહત્તા, અત્યંત દીર્ઘદૃષ્ટિવાળું કામ અને અગાધ શાંતિ આણવામાં કારણભૂત છે. એ નહીં હોય તો જીવનના સત્વ તથા પ્રભાવ ઘણાખરા કમી થાય, અને તેથી મળતા આનંદ—સુખ પણ મોટે ભાગે નાશ પામે. માટે તારૂં **કલ્યાણમંદિર—વિજય ભુવન** સુવ્યવસ્થિત ભગીરથ પ્રયત્ન કરી ઉભું કર.



જે વખત પસાર થાય છે તેનો ઉપયોગ જે મનુષ્યને હાથે કલ્યાણ-કારી કાર્યોમાં થાય છે, તેનું જીવન યશસ્વી અને સંસ્કારી નીવડે છે, અને તે બધી વાતે સુખી હોય છે.

## તા. ૨૯ મી જાન્યુઆરી.

કોઈ પણ પવિત્ર વિચાર યા નિઃસ્વાર્થી કર્મનું ફળ સુખદાયક નીવડયા શિવાય રહેતું નથી; અને આવું દરેક પરિણામ તે તે વસ્તુની યોગ્ય પૂર્ણાહુતિ છે.



આજનો દિવસ ઉદાસીમાં અને ઉદ્વેગમાં પસાર થાય, તેથી શું નિરાશ થઈ જવું? આગળ આનંદના અને સુખાકારી દિવસો આવનાર છે તે શું આપણે જાણતા નથી? જુઓ, પક્ષીઓએ ગાવાની શરૂઆત કરી છે, અને તેમના નાજુક કંઠમાંથી નીકળતું કવાલ નવી વસંતઋતુમાં મળતી મઝાનું તથા ઉન્હાળાનો પ્રસાદ–ફુલફલાદિ જેનું બીજ (જેની શરૂઆત) ગમગિની ભરેલા–વાદળાંવાળા દિવસમાં અજ્ઞાત રહેલું છે, પણ જેનો જન્મ અને જેનો પૂર્ણ વિકાસ નિઃસંશય થવાનો જ છે તેનું આગમન સૂચક ચિહ્ન છે. કોઇ પણ પ્રયત્ન ફોકટ જતો નથી. તમારી મહત્વાકાંક્ષાઓની વસંતઋતુ રૂપી ચઢતી થોડા વખતમાં જ–ઘણા જ થોડા વખતમાં થશે, અને તમારા નિઃસ્વાર્થી કર્મોનું ગ્રીષ્મઋતુ રૂપી ફળ તમને જરૂર આવી મળશે.

અહંતા–મમતા દૂર થાઓ, અને તે સ્થાને પરમ સત્યની સ્થાપના થાઓ. તે અવિકારી, અતિ સૂક્ષ્મ તમારામાં વસો, અને અદૃશ્ય આત્માનો શ્વેત ઝભ્ભો નિર્મળ રાખો.



અંતરના પ્રેમથી કામ કરવાનું માથે લો એટલે તે કામ તમે પ્રફુલ્લ ચિત્તે અને આનંદથી કરશો.

## તા. ૨૯ મો જાન્યુઆરી.

સઘળાં અનિષ્ટ સુધારી શકાય છે, અને તેના ઉપાય હોય છે, એટલે તે કાયમનાં હોતાં જ નથી.



( આ સંસારમાં ) દુઃખ આવે છે અને જાય છે, અને તે તમારી જ એક છાયા છે. તમારાં સઘળાં દુઃખો, જીવના બળાપા, અને વિપત્તિઓ એક સીધા અને અતિશય ચોક્કસ કાયદાને અનુસરી તમારા પર આવ્યાં છે, અને તેનું કારણ એ કે તેની જ તમને જરૂર છે, તેને તમે પાત્ર છો; અને તે ખમ્યા બાદ તે ઉપરથી અનુભવ લઈ તમે વધુ સત્વવાળા, સમજુ અને ઉદાર દીલના થાઓ—આવી માત્ર કલ્પના રાખી બેસી રહેશો નહીં, પણ ઉત્કટ આત્મપરીક્ષા દ્વારા તેનો અમલ કરવા પ્રયત્ન કરો. જ્યારે તમારા મનમાં આવું સંપૂર્ણ રીતે ઉતરશે ત્યારે તમે ( તમારા મરજી મુજબ ) તમારી પરિસ્થિતિ ઘડશો, અનિષ્ટને ઇષ્ટ રૂપમાં મુકશો, અને તમારા ભાવિનું ચક્ર—રચના અતિ કુશળતાથી રચશો.



( આ જગતની ) અનુભવ રૂપી નિશાળમાં હઠીલાપણું છોડી દો. અને તમારા અંતિમ સુખ—પૂર્ણતા સારૂ જે વચનો—ઉપદેશ મળે તે નમ્રતાથી તથા ધીરજથી શીખવા શરૂ કરો.

## તા. ૩૦ મી જાન્યુઆરી.

દૈવી સત્યો તરફ પ્રેરાયેલા વિચાર એ પ્રાર્થનાના ખરા બીજ અને ફણગા રૂપે છે.



તમે ઘણીવાર એકાગ્ર ચિત્તે શા વિચાર કરો છો, તમને મળતી ફુરસદના–શાંતિના સમયમાં તમારૂં ચિત્ત કઈ વસ્તુ તરફ સહજ વળે છે એ મને કહેશો તો તમે સ્વસ્થતાના કે ઉદ્વેગના સ્થાન તરફ જાઓ છો, અને તમે દૈવી કે પશુ-વત્ જીવન ધરશો તે હું કહી શકીશ. ( દૈવી કે આસુરી ) જે ગુણનું વારંવાર મનન કરાય તેવું રૂપ ધારણ કરવાની અજબ–અટલ શક્તિ તે ગુણમાં રહેલી છે. આ ઉપરથી તમારા ધ્યાનનો–તમારા વિચારનો વિષય અધમ નહીં પણ ઉચ્ચ રાખશો, જેથી જ્યારે જ્યારે તમે તેનું મનન કરશો ત્યારે ત્યારે તમારા ઉન્નતિક્રમમાં તમને સહાય્ય મળશે; એ વિચાર કંઇ પણ સ્વાર્થી તત્ત્વ રહિત અને નિષ્પાપ રાખવા; જેથી તમારૂં હૃદય કેવળ શુદ્ધ થઇ **પરમ સત્ય** તરફ દોરાય અને માયાના પાશમાં–કીચડમાં વધુ ને વધુ નિરર્થક ખેંચાઇ અપવિત્ર ન બને.



આધ્યાત્મિક જીવન અને તેના જ્ઞાનની તમામ વૃદ્ધિનું રહસ્ય સાધના–*સમાધિ છે.

* કવિ જીવરામ ભટ્ટ—

વિધિ નિષેધના બધા અનિત્ય જાણશો,
તે સમે સમાધિ યોગમાર્ગ ઝાલશો;
યોગમાર્ગ ઝાલી લિંગ દેહ ભાંગશો,
લિંગ દેહ ભાંગી જીવ શીવ થઇ જશો. ( લિંગ દેહ )

## તા. ૩૧ મી જાન્યુઆરી.

જે કાંઇ સર્વાંગશુદ્ધ અને સ્વાર્થ રહિત છે તેનું તમે નિરંતર ચિંતન કરતા રહેશો તો તમે પવિત્ર અને નિઃસ્વાર્થ થયા સિવાય રહેશો નહીં.



જ્ઞાન, શાંતિ, ઉચ્ચ-પવિત્ર જીવન અને સત્યની પુરી સમજ મેળવવા સારૂ તમે હમેશ પ્રાર્થના કરતા હશો, છતાં- એ જે વસ્તુનું તમે ધ્યાન ધરો છો તે તમારાથી દૂરની દૂર જ રહેતી હોય, તો એનો અર્થ એ જ કે જ્યારે તમે એક વસ્તુ સારૂ ચિંતન કરતા હો છો, ત્યારે તમારા વિચાર બીજે કશે દોડતા હોય છે, અને વર્તન જુદી રીતનું હોય છે. જે શુદ્ધ સત્યો પ્રાપ્ત કરવા તમે ધ્યાન ધરો છો, તેમાં જે જે વસ્તુઓને મમતાથી વળગી રહેવાથી હરકત આવતી હોય તે તે પરથી મન ઉઠાવી લઇ આવું આપમતીઆપણું છોડી દેશો; જે વસ્તુને તમે લાયક નથી તેની માગણી ઈશ્વર પાસે કરતા નહીં, અને જે ભુતદયા યા પ્રીતિ બીજાને તમે બતાવી શક્યા નથી તે તમારા પર વરસાવવા (પ્રભુને) વિનંતિ કરતા નહીં; પણ **પરમ સત્યનું** રૂપ સમજવા અને તે મુજબ વર્તવાની શરૂઆત કરશો તો દિવસે દિવસે તે તે સત્યો તમે અનુભવતા જશો, અને છેવટે તમે તેમની સાથે તદ્રુપ થઇ જશો.



ધ્યાનનો માર્ગ આદરો. અને તમારા ધ્યાનનો મુખ્ય વિષય સત્ય રાખો.

## તા. ૧ લી ફેબ્રુઆરી.

અશાંતિ-પ્રવૃત્તિ, દુઃખ અને શોક એ જીવના પડછાયા (મનના કારણ) છે.



શું દુઃખ અને શોકમાંથી છુટવાનો માર્ગ નથી? શું દુઃખનાં બંધનો તોડી નાખવાના કોઈ ઉપાય નથી? શું શાશ્વત સુખ અને અનંત શાંતિ એ નિઃસાર સ્વપ્નાં છે? ના, ના, ઉપાય તો છે, અને તે હું તમને રાજીખુશીથી કહીશ, કે જેથી દુઃખનો સમૂળો નાશ થાય; એવી વિધિ છે જેથી દરેક દુઃખદ અવસ્થા કે પ્રસંગ ફરીથી ઉદ્ભવે નહીં એમ એક તરફ દૂર કરી શકાય અને એવી પણ ક્રિયા છે કે જેથી અખંડ અને અનંત શાંતિ તથા આનંદ જાણી તથા ભોગવી શકાય. આ સ્તુત્ય જ્ઞાનના માર્ગ તરફ જવાનું પ્રથમ પગથીઉં, દુઃખનું ખરૂં કારણ શું છે તે બરોબર જાણવું એ છે. દુઃખદાયી પ્રસંગોની અવગણના કરવી, અગર હાથ જોડી નિશ્ચિંત બેસી રહેવું, એટલું બસ નથી; તેની નાડ તપાસવી જોઇએ-તેનું મૂળ જાણવું જોઇએ.



મનુષ્યો કષ્ટમાં સડ્યા કરે છે તેનું કારણ એ છે કે જે પ્રસંગો દ્વારા તેમણે બોધ લેવો જોઇએ, તેનો લાભ લેવા તેઓ રાજી નથી, અને તેમને વૃત્તિએ થતી નથી.

## તા. ૨ જી ફેબ્રુઆરી.

**તમારે મમતા છોડી દેવી જોઈએ, અને તમે કોણ છો તે બાબત શોધ કરવા તથા સમજવા આરંભ કરવો જોઈએ.**



દુઃખને ખરી રીતે સમજવામાં આવે તો એમ જણાશે કે દુનિયામાં તે ( દુઃખ ) અપાર શક્તિ અથવા સત્તા નથી, પણ સંસારઘટનાના અનુભવમાં પસાર થઇ જતા અનેક રૂપોમાંનું એક રૂપ છે, અને તેથી જેઓ દુઃખને સમજવા ઇચ્છા રાખે છે તેમનો તે ગુરૂરૂપ થશે. દુઃખ એ કાંઇ તમારાથી જુદી–તમારી બહારની–નિરાળી વસ્તુ નથી; એ તો તમારા પંડનો–હૃદયનો અનુભવ છે, અને જો ધીરજ રાખી તમે તમારૂં હૃદય, તમારા ગુણાવગુણ તપાસી સુધારશો તો, તમને રફતે રફતે દુઃખના–અનિષ્ટના મૂળ કારણની અને પ્રકારની ખબર પડશે; અને તેમ થવાથી તેનો પૂરેપૂરો નાશ થયા સિવાય રહેશે નહીં. સૃષ્ટિમાં એવું એકે દુઃખ નથી, કે જે અજ્ઞાનતાનું પરિણામ નહીં હોય; અને જો તે સમય સમજી બોધ લેવા આપણે રાજી હોઇએ, અગર આપણી વૃત્તિ હોય, તો તેથી ઉંચા પ્રકારનું જ્ઞાન મળશેજ, અને તે બાદ તે દુઃખ વિનાશ પામશે.



**દરેક જીવાત્મા તેને અનુકૂળ વસ્તુ તરફ ખેંચાય છે, અને તેથી જે તેનું નથી તે તેની પાસે ન જ આવી શકે.**

## તા. ૩ જી ફેબ્રુઆરી.

### જેવા તમે તેવી તમારી દુનિયા (તમે જોશો).



તમે જે કાંઇ ચોકસ રીતે જાણો છો તે તમારા જાતી અનુભવમાં આવેલું હોય છે; હવે પછી તમે જે કાંઈ જાણશો તેને પણ અનુભવ રૂપી દ્વારમાં પેસવું પડશે, અને તે પછી, તે તમારો અંશગુણ થશે. તમારા પોતાના વિચારો, ઇચ્છાઓ અને મહત્વાકાંક્ષાઓ એ તમારી સૃષ્ટિઓ—તમેજ ઉભાં કરેલાં સત્વો છે, અને તેથી જગતમાં જો કાંઇ સૌંદર્ય, આનંદ કે સુખ, અગર નિરસતા, કલેશ અને દુ:ખ દેખાય, તેના તમે જ કારણ-રૂપ છો—તેનું કારણ તમારી અંદર જ છે. તમારૂં જીવન, તમારો સંસાર અને તમારી સૃષ્ટિ સુધારનાર અગર બગાડનાર તમારા જ વિચારો છે. તમારા વિચારબળે કરી જેવું ચણતર તમે ભીતરમાં કરશો—જેવી મનસૃષ્ટિ રચશો—તે જ પ્રમાણે તમારી બાહ્ય જીંદગી અને સંજોગો ઘડાશે. તમારા હૃદયના છેક ભીતરમાં જે કાંઇ વિચાર કર્યા હશે, તે કર્મના **અનિવાર્ય નિયમ** મુજબ મોડા વ્હેલા તમારા બાહ્ય જીવનમાં દેખા દેશે.



દરેક જીવ ( તેના પાછલા ભવોના ) ભેગા કરેલા અનુભવો અને વિચારોનું સંયુક્ત સંમેલન છે, અને તેનું સ્પષ્ટિકરણ કરવા સારૂ શરીર તો ઉભું કરેલું એક બાબું—સાધન છે.

## તા. ૪ થી ફેબ્રુઆરી.

જેઓ પરમ કૃપાનિધિની શોધમાં છે તેમના સત્કાર્યમાં સર્વ વસ્તુઓ મદદગાર થાય છે.



જે હુંપણાને વળગી રહે છે, તે પોતાની જાતનો દુશ્મન છે, અને શત્રુઓથી ( આસુરી શક્તિઓથી ) ઘેરાયલો રહે છે. જેણે હુંપણાનો ત્યાગ કર્યો છે, તે પોતાની જાતનો રક્ષક છે, અને એક કવચની પેઠે મિત્રોથી ( દૈવી શક્તિઓથી ) રક્ષાતો રહે છે. નિર્મળ અંતઃકરણમાંથી વહેતા ઐશ્વરી તેજ આગળ સઘળો અંધકાર (જડતા) ખસી જાય છે, અને બધાં વાદળાં (સંકટો) ગળી જાય છે. જેણે હુંપણાને વશ કર્યું, તેણે જગત જીત્યું. દારિદ્ર, કલેશ, સંકટો, ઉદ્વેગ, કકળાટ, અસંતોષ, અને નિર્જનતામાંથી છુટવા સારૂ હુંપણાને છોડી દઈ બહાર આવો. તમારા ક્ષુદ્ર સ્વાર્થરૂપી જુનું–જીર્ણ આભરણ દૂર કરી, **વિશ્વ-વ્યાપિ પ્રેમનો** નવો પોષાક ધારણ કરો, એટલે તમારા ભીતરમાં જ સ્વર્ગ છે, એવો અનુભવ તમને થશે, અને તેનું પ્રતિબિંબ બાહ્ય જીવનમાં દેખાશે.



પરમપદ અને કૃપાનિધિ, આજ્ઞાંકિત સેવકની રાહ જુવે છે.

## તા. ૫ મી ફેબ્રુઆરી.

મનુષ્યોએ પૂર્ણ કરેલાં સર્વ કાર્યોની રૂપરેખા પ્રથમ મનમાં રચાય છે. અને તે પછી તે તે કાર્યો સ્થૂળ રૂપમાં દેખાય છે.



જો વિચારબળોની દિશા સૃષ્ટિના નિયમ સાથે એકરાગ કરવામાં આવે તો તે બળો ઉર્ધ્વમાર્ગ તરફ લઇ જનારા–મજબૂત અને સંરક્ષક નીવડે છે; પણ જો તે વિરોધી હોય–ભ્રષ્ટ હોય તો તે ભિન્ન ભિન્ન થઈ આપણો જ નાશ કરે છે. જ્યારે તમારા સઘળા વિચારો, કૃપાનિધિની શ્રેષ્ઠતા અને અનંત શક્તિમાં પૂર્ણ અને અડગ શ્રદ્ધા રાખે એવા ગોઠવાશે, ત્યારે કૃપાનિધિ સાથે જ કામ કરશો, ( તમે સત્યને માર્ગે જ ચઢશો ) અને સઘળા દુઃખનો ખુલાસો કરવાનું તથા નાશ કરવાનું તમારા ભીતરમાં જ છે, એવો અનુભવ–એવું આત્મ-જ્ઞાન તમને થશે. શ્રદ્ધા રાખો અને તમે સહુ સુખ ભોગવશો. ( श्रद्धावान् लभते ज्ञानम् ) અવિનાશી કૃપાનિધિના અખંડ પ્રદેશમાં પ્રવેશ કરી, તેનો અનુભવ લેવાથી દુઃખનો અભાવ અને અજ્ઞાનનો નાશ થવો એ જ મુક્તિનો ખરો અર્થ છે.



શાંત અને મજબૂત–વિજયી વિચારબળો જ સહુ વસ્તુઓને પ્રકાશમાં આણે છે.

## તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરી.

એવી એકે વસ્તુ નથી કે જે અડગશ્રદ્ધા અને દ્રઢ સંકલ્પથી સાધી નહીં શકાય.



મુશ્કેલી ગમે તેવી મોટી હોય, પણ તે શાંત અને સમર્થ એકાગ્રતાથી કરેલા વિચાર આગળ હઠી જાય છે, અને આત્મબળોનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાથી અને તે મુજબ તેમને દોરવાથી દરેક વાસ્તવિક કામ જલદી થયા વિના રહેતું નથી.

વિચારની અટળ શક્તિનો, તેના બાહ્ય અને સ્થૂલ વસ્તુઓ સાથેના અભેદ્ય સંબંધનો, અને જો યોગ્ય તુલના કરી તે સન્માર્ગે દોરાય તો જીવનવ્યવહાર બદલવામાં તથા સ્થિતિને અનુકૂળ કરવામાં, તેની શી અદ્‌ભૂત શક્તિ છે, તેનો સાધારણ ખ્યાલ પણ, જ્યાં સુધી તમે તમારી ભીતર પ્રકૃતિમાં ઉંડા અને ઝીણી રીતે ઉતર્યા નથી, અને તેમાં ભરાઇ રહેલા ઘણા દુશ્મનો–વિકારો વશ કર્યા નથી ત્યાં સુધી આવશે નહીં. દરેક વિચાર સાથે અમુક શક્તિ બહાર આવે છે, અને તે તેની પ્રકૃતિ અને બળના પ્રમાણમાં તેને અનુકૂળ આવતા મનુષ્યોમાં વાસો કરે છે, અને તમારૂં જ શુભ યા અશુભ રચવામાં સહાયભૂત થાય છે.



સદ્‌વિચારનું મનન કરો, અને તે જ વિચારો તમને સારી સ્થિતિના રૂપમાં–તમારા બાહ્ય જીવનમાં તરત સાક્ષાત્કાર થશે.

## તા. ૭ મી ફેબ્રુઆરી.

જે મનુષ્ય પોતાની જાત (મન) ને વશ કરી કાબુમાં રાખી શકે છે તે જ અધિકાર ભોગવવાને અને બીજાને સત્તા નીચે રાખવાને પાત્ર છે.



જો તમારે બીજાપર સત્તા ભોગવવાની શક્તિ મેળવવી હોય, તો તમારે સ્વસ્થતા અને સમતોલપણું રાખતાં શીખવું જોઇએ. એકલા ઉભા રહેવા પુરતું સામર્થ્ય તમારામાં હોવું જોઇએ. સ્થાયી વસ્તુઓ અચળ–સ્થિર હોય છે. પર્વત, ભારે ખડક, તોફાનો સામું ટક્કર ઝીલતું ઓકનું વૃક્ષ, આ સહુ તેમની સંયુક્ત એકાકી પ્રૌઢતા અને દ્રઢ સ્થિરતાને લીધે જ તેમની શક્તિ દર્શાવે છે; પણ આમ તેમ ઉડતી રેતી, નમી જતી ડાળી, અને હાલી જતાં બરૂ તેમની દુર્બળતા બતાવે છે; કારણ, તેઓ ચલિત અને સામી ટક્કર ઝીલે તેવાં નહીં હોવાથી, તેમનામાં નબળાઇ હોવાનું કહી આપે છે; તેમના સાથથી જો જુદા પડે તો તેઓ કંઇ કામના નથી. સમર્થ પુરુષ તો તે જ ગણાય કે જે તેના સઘળા સાથીઓમાંનો કોઈ મનોવિકાર અથવા ક્રોધથી ચળિત થાય ત્યારે શાંત અને સ્વસ્થ રહી શકે છે. અસ્થિર ચિત્તવાળા, બ્હીકણ, અવિચારી અને કમ અક્કલના મનુષ્યોને સોબતની જરૂર છે, નહીં તો આશ્રય વિના તેઓનું અધઃપતન થાય. શાંત, શૂર, વિચારવંત, અને ગંભીર મનુષ્યોએ એકાંતનું સેવન કરવું; તેમ કરેથી તેમની શક્તિમાં સારો ઉમેરો થશે.



એક નિશાન રાખો. તમારો ઉદ્દેશ શુદ્ધ અને હીતકર હોવો જોઇએ, અને તે સિદ્ધ કરવા પાછળ તમારૂં સંપૂર્ણ લક્ષ આપો.

## તા. ૮ મી ફેબ્રુઆરી.

### મમતા જ અધોગતિ આણે છે.



જો તમારે ખરી પ્રતિષ્ઠા મેળવવી હોય તો, બીજા ઘણા ધારે છે તેમ એવો વિચાર તમારા મનમાં ન ઘુસાડશો કે સરળ માર્ગ હાથ ધરવાથી તમારા પાસા અવળા પડશે.* **ન્યાયમૂર્ત્તિની** શ્રેષ્ઠતા સંબંધી તમારી શ્રદ્ધા છે તેને હરીફાઇ શબ્દથી ડગવા દેતા નહીં. હરીફાઇના નિયમો બાબત લોકો ભલે તેમને ફાવતું બોલે, પણ શાશ્વત નિયમ ( **सत्यं जयते नानृतम्** ) વખત આવે પેલા સહુ નિયમોને વેરણખેરણ કરી નાખે છે, અને સત્યશીલ પુરુષના હૃદયમાં તથા જીવનક્રમમાં પેલા નિયમોનો જમાવ થવા દેતો નથી, તેની સત્તા શું મારી જાણ બહાર છે? એ નિયમ જાણ્યા પછી તો સઘળું અપ્રમાણિકપણું સ્વસ્થ ચિત્તે હું જોતો રહી શકું છું. કારણ, તેમનો અચૂક નાશ ક્યાં થશે તે હું જાણું છું. જેઓ **સત્યના** ધોરી માર્ગપરથી ખસ્યા છે, તેઓ હરીફાઈ સામું–હરીફાઇનું નામ આગળ ધરી–પોતાનો (ખોટો) બચાવ કરે છે; જેઓ હમેશ **સત્યને** માર્ગ જાય છે તેમણે એવો બચાવ કરવાની જરૂર રાખવી નહીં.



**તમે ગમે તે સ્થિતિમાં હો, પણ તમને જે વાસ્તવિક લાગે તેજ કરજો, અને તે અચળ નિયમમાં શ્રદ્ધા રાખજો; ઐશ્વરી સત્તામાં વિશ્વાસ રાખજો એટલે તમારૂં નિરંતર રક્ષણ થશે.**

* વેપારીથી સાચું ન જ બોલાય, એક ભાવ ન જ રખાય અને તેમ કરવા જાય તો ઘરાકી ખુવે એવી માન્યતા ગુજરાતમાં ઘણી છે.

## તા. ૯ મી ફેબ્રુઆરી.

**પૂર્ણ *પ્રેમ પૂર્ણ સત્તા સમાન છે (પ્રેમસ્વરૂપને સહુ આધીન છે).**



**સવિવેક પ્રીતિ રાખતું હૃદય,** અધિકાર ચલવ્યા સિવાય પણ પોતાની સત્તા ચલાવે છે. જે મનુષ્ય **પરમ પુરુષનો-પરમાત્માનો** સેવક છે, તેને સઘળી વસ્તુઓ અને સહુ મનુષ્યો વશ રહે છે. તે કાંઈ ધારે છે, પછી જુવો! એટલામાં તો તે પૂરૂં થઈ ગયું હોય છે. તે બોલે છે, પછી જુઓ! સમસ્ત જગત તેના શુદ્ધ વચન-પડતા બોલ ઝીલવા ઉભું હોય છે. તેણે તેના વિચારો, અવિનાશી અને અજેય શક્તિઓ સાથે એકરાગ થતા કર્યા છે, અને અશક્તિ કે શંકા વિશંકા શું એ તે જાણતો નથી. તેનો દરેક વિચાર ચોક્કસ હોય છે; તેનું દરેક કાર્ય પૂર્ણ થાય છે. **ઈશ્વરી નિયમ** સાથે તે એક થઇ ચાલે છે, અને તેની સામું એની નજીવી સ્વાર્થી જીદને એ જવા દેતો નથી, એટલે દૈવી સત્તાનો પ્રવાહ એના જ દ્વારા નિર્વિઘ્ન-અસ્ખલિત અને પરોપકારી રૂપોમાં-કાર્યોમાં વહે છે. આ રીતે તે પોતે જ તે શક્તિરૂપે-સત્તારૂપે થઇ રહે છે.



પૂર્ણ પ્રેમ એ પૂર્ણ જ્ઞાન છે. (જેનામાં પૂર્ણ પ્રેમ વ્યાપી રહ્યો હોય તેને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું છે.)

* કવિ નરભેરામ.

> મળ્યો **પ્રેમ** વ્રજનાર, મગન થઇ મનમાં ફુલી;
> કહાન કહાન કહી ફરી, ભાન દેહીનું ભુલી.
> પ્રેમ વિદુરની નાર, નહાતાં નાગી ધાઇ;
> એ લક્ષણ પ્રેમનું, જઇ ભેટી જદુરાઇ.
> તે ગર્ભને કાઢી નાંખતી, છોતાં મુખે [illegible] છે;
> **કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે**

### તા. ૧૦ મી ફેબ્રુઆરી.

**જો તમે *સત્યનું શોધન ખરેખર કરતા હો તો તેની પ્રાપ્તિ અર્થે જોઇતો પ્રયત્ન કરવા તૈયાર રહેશો.**



**ચિંતન અને નકામી ધૂન, એ બે જુદા હોવાનું પ્રથમથી સમજવું જોઇએ. ધ્યાનમાં કશું સ્વપ્નવત્ કે બિન ઉપયોગી નથી. એ ( ચિંતન ) તો એક એવી બારિક કસોટી અને અદ્દલ વિચાર કરવાની રૂઢી છે કે જેમાં સરળ અને અણિશુદ્ધ સત્ય સિવાય બીજું કાંઈ રહેતું નથી. આ રીતે ધ્યાન ધરતાં તમે તમારી જાતને તમારી શંકા-વિશંકામાં બાંધી રાખશો નહીં, એટલું જ નહીં પણ દેહાભિમાન-હુંપણું ભૂલી જઈ તમે સત્યને જ શોધો છો એટલું તમને યાદ રહેશે. અને આ પ્રમાણે ભૂતકાળમાં તમારી આગળ પાછળ ઉભાં કરેલાં ખોટાં સત્વો-ભ્રમણાઓ તમે એક પછી એક દૂર કરશો, અને જ્યારે તમારા તે દોષો જોઇએ તેટલા નાશ પામશે, ત્યારે સત્યનો પ્રકાશ લેવા તમે શાંતિપૂર્વક રાહ જોશો.**



**તમારા ચિંતનનો મુખ્ય વિષય સત્ય રાખો.**

---

* કવિ છોટમ

સતચિત આનંદ શ્રોત શબ્દથી, રૂપ નીરૂપણ થાય;<br>
તત્વમસી એ વાકય વિચારે, તો ઇશ્વર ઓળખાય.

## તા. ૧૧ મી ફેબ્રુઆરી.

પ્રાતઃકાળનો પ્રકાશ લેવા જેમ ફૂલ તેની પાંખડીઓ–પુષ્પદળ ઉઘાડે છે, તેમ સત્યનો ઉત્કૃષ્ટ પ્રકાશ ઝીલવા તમારો આત્મા વધુ ને વધુ ખીલવો.



આધ્યાત્મિક ચિંતન અને આત્મ–સુધારણા એકમેકથી જુદાં પડાય તેમ નથી; તેથી તમારી જાતને કસોટી ઉપર લઈ, તમે કોણ છો એ સમજી શકાય તેવું ચિંતન કરવું શરૂ કરો; કારણ, એટલું તો યાદ રાખજો કે તમે સત્યનો સાક્ષાત્કાર કરો, તે સારૂ તમારા સઘળા દોષો પૂર્ણ રીતે દૂર થવા જોઇએ, એ મહાન ઉદ્દેશ તમારે ધ્યાનમાં રાખવાનો છે. તમારા હેતુઓ, વિચારો અને કર્મોને તમે તમારી ઉચ્ચ ભાવના સાથે સરખાવો, અને તે શાંત સમદર્શી નજરે જોવા પ્રયત્ન કરી, ખરૂં ખોટું કર્યું, તેની તપાસ કરશો. આ મુજબ તમે માનસિક અને આધ્યાત્મિક સમતોલપણું વધુ ને વધુ નિરંતર મેળવ્યા જશો, જેના વગર આ સંસારસાગરપર મનુષ્યોનું જીવન છિન્નભિન્ન–અસહાય્ય તૃણવત્ છે.



મહત્વાકાંક્ષારૂપી પાંખો ઉપર ઉંચે ઉડો. નિડર રહો, અને હૃદયમાં ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવું શક્ય છે એવી શ્રદ્ધા રાખો.

## તા. ૧૨ મી ફેબ્રુઆરી.

કોઈ પણ પ્રારંભ અમુક કાર્યના હેતુ છે, અને તેથી તેનું પરિણામ તેની પૂંઠે ચાલ્યું જ આવે છે.



શરૂઆતનો જુસ્સો જે પ્રકારનો હોય, તે ઉપર તેના સમસ્ત પરિણામનો આધાર રહે છે. આરંભ ઉપરથી તેનો અંત, પરિપૂર્ણતા, ફતેહ અગર ઉદ્દેશ, આગળથી સમજી શકાય છે. દરવાજામાંથી અમુક માર્ગ પર જવાય છે, અને તે માર્ગ ચોક્કસ સ્થળે પ્હોંચાડે છે; એવી રીતે આરંભ ઉપર–પ્રથમ પગલા ઉપર–પરિણામોનો આધાર હોય છે, અને પરિણામો પૂર્ણતા આણે છે.

(જગતમાં) પ્રારંભ સારા અને ખોટા હોય છે, જેના પરિણામ તેમના ગુણને મળતા આવે છે. તમે સારાસાર વિચાર કરી, ખોટો પ્રારંભ નહીં કરતાં સારો પ્રારંભ કરશો અને એ રીતે અનિષ્ટ પરિણામથી બચી જઈ, શુભ ફળ ભોગવશે,. સુખી જીવન–પરમાનંદનું જીવન સાધવા સારૂ આપણે દરરોજ જે પ્રારંભ કરીએ છીએ–એટલે દરરોજના જીવનની શરૂઆત કરીએ છીએ, તે સરળ શરૂઆત કેવી રીતે કરવી, અને તે વાસ્તવિક છે કે નહીં તે જોવું જરૂરનું છે.



હમેશ મૂળ કારણના રૂપ–ગુણ જેવું જ કાર્ય નીવડે છે.

## તા. ૧૩ મી ફેબ્રુઆરી.

રોજના જીવનવ્યવહારની સાધારણ બાબતોમાં પણ વિવેકથી ચાલવાનું હોય છે.



સૃષ્ટિમાં દરેક વસ્તુ ન્હાની ન્હાની ચીજોની બનેલી છે; અને મોટી વસ્તુની પરિપૂર્ણતાનો આધાર ન્હાની વસ્તુની પૂર્ણ દશા ઉપર રહેલો છે. સૃષ્ટિની કાંઇપણ વિગત અપૂર્ણ હોય તો આખું બ્રહ્માંડ ખોડખાંપણ વાળું રહે. જો અણુમાત્ર રહી જાય તો એકંદર સમૂહ અટકી પડે. ધૂળની રજ વિના દુનિયા ઘડાત નહીં, અને આખી દુનિયા સંપૂર્ણ—ખોડ વિનાની દીસે છે તેનું કારણ એ કે ધૂળની રજ પરિપૂર્ણ છે. ન્હાની બાબતોમાં બેદરકાર રહેવાથી મોટી બાબતોમાં ગડબડ ગોટાળો થાય છે. બરફનું ટીપું તારાના જેવું જ સર્વાંગશુદ્ધ હોય છે; ઝાકળનું બિંદુ ગ્રહના જેવું આકારશુદ્ધ હોય છે; સૂક્ષ્મ જંતુનો ઘાટ માણસના જેટલી જ ચોકસાઈથી ઘડાયલો છે. એક પર બીજો પત્થર મૂકી, પૂર્ણ રીતે ગોઠવી, ઓલંબામાં રાખી ચ્હોટાડવાથી છેવટે આખું મંદિર તેની કારીગીરીની ખુબી બતાવતું ઉભું થાય છે.



ઉપાંગો દોષ રહિત બનાવ્યા હોય, તો આખું અંગ એબ વિનાનું બને.

## તા. ૧૪ મી ફેબ્રુઆરી.

ન્હાનાં કામો છોડી દેવાં, અગર ઉપરચોટીઆ સરખાં બેફિકરાઇથી કરવા, એ મૂર્ખાઈ અને બેસમજનું ચિહ્ન છે.



વખત ( ઘડી પળ ), વાણી, મુબારકબાદીના ઉચ્ચારો, ખાણાંઓ, લુગડાં, પત્રવ્યવહાર, આરામ, ધંધો રોજગાર, છુટા છવાયા પ્રયત્નો, ક્ષણિક ફરજો–વાયદાઓ અને એવી હજારો ન્હાની વસ્તુઓ જે ધ્યાન ખેંચી રહે છે તે–સારાંશમાં જીંદગીની સામાન્ય વિગતો કેટલી બધી કિંમતી છે તે મોટો પુરુષ સમજે છે. દરેક વસ્તુ દૈવી નિયમ મુજબ ગોઠવાયલી–વ્હેંચાયલી છે અને તેનું જીવન સુખમય અને ઉત્કૃષ્ટ કરવા સારૂ તેણે શાંત વિચાર અને વર્તન લાગુ કરવા જરૂરના છે એવું તે પુરુષ જુએ છે. તે કાંઇ છોડી દેતો નથી, ઉતાવળ કરતો નથી, અને દોષ કે બેવકુફાઈ સિવાય બીજા કશામાંથી નાસી છુટવા માગતો નથી; જે ફરજ તેના માથા પર આવે તે તે જ વેળા ધ્યાન દઈ બજાવે છે, અને તે કામ લંબાવતો નથી કે જેથી પસ્તાવું પડે. તેના હાથ પર જે કામ હોય તે તન દઇ પૂરેપૂરૂં કરવાથી તેનામાં બાળક જેવી સરળતા–અનન્ય ભાવ અને દેહાભિમાન વગરનો પ્રભાવ એકત્ર થયલાં આવે છે, જેને પ્રભુતા કહે છે.



ચાલુ સ્થિતિમાં વિવેકથી અને દ્રઢ રીતે કામ કર્યા સિવાય વિવેક અને સામર્થ્ય પ્રાપ્ત કરવાનો બીજો રસ્તો નથી.

## તા. ૧૫ મી ફેબ્રુઆરી.

જે મનુષ્ય ન્હાની બાબતોમાં નિપુણતા મેળવે છે, તે મોટી વસ્તુનો ખરો અધિકારી થાય છે.



મૂર્ખ મનુષ્ય એમ સમજે છે કે ન્હાની કસુરો, થોડી નિરંકુશતા—આસક્તિ અને ન્હાનાં-નજીવાં પાપો કરવામાં આવે તો કાંઈ હરકત નથી; તે એમ માની લે છે કે જ્યાં સુધી તેણે ઘોર અનીતિ આચરી નથી ત્યાં સુધી તો તે સદાચારી અને પવિત્ર પણ ગણાય; પરંતુ આવા વર્તનથી તેનામાં નીતિ અને પવિત્રતા રહેતાં નથી, અને જગત્ તો તેને તે મુજબ ઓળખે છે. તે તેને માન આપતું નથી, પૂજ્ય ગણતું નથી, અને ચાહતું નથી; તે તેને જતો કરે છે; તેનો ભાવ કોઇ પુછતું નથી, અને તેની સત્તાનો—માનમરતબાનો નાશ થાય છે. જગતને સદાચારી બનાવવા બદલ આવા મનુષ્યોના પ્રયત્નો, તેના બંધુ જનોને મહાન્ દુર્ગુણો છોડી દેવા અપાતા ઉપદેશો, સત્વ વિનાના અને નિષ્ફળ નિવડે છે. જે ન્હાની ન્હાની અનીતિઓ તરફ તે આંખમીંચામણાં કરે છે—તેને નજીવી ગણે છે, તે જ ક્ષુલ્લકતા તેના આખા જીવનમાં ઉતરી આવે છે, અને તેથી જ તેની માણસાઈની—પ્રભાવની કિંમત અંકાય છે.



જે પોતાની ન્હાનામાં ન્હાની કસુરોને ભયભરેલી ગણે છે તે સંત થાય છે.

## તા. ૧૬ મી ફેબ્રુઆરી.

### અતિ સૂક્ષ્મ વસ્તુઓમાં સત્ય છુપાયલું છે.



જેમ અમુક પળોની પરંપરાનું-ગણુનાનું વર્ષ બનેલું છે તેમ અમુક વિચારશ્રેણી અને કાર્યક્રમોથી ઘડાયલું, મનુષ્યનું જીવન અને ચારિત્ર હોય છે, અને આખા સ્વરૂપમાં તેના અંગોની ( ભિન્ન ભિન્ન પરમાણુઓની ) છાપ હોય છે. ન્હાના સરખા ઉપકારો, ઉદાર વૃત્તિ અને આત્મત્યાગથી માયાળુ અને અમીરી વર્તન ઘડાય છે. ખરો પ્રામાણિક મનુષ્ય તો તેના જીવનની ન્હાનામાં ન્હાની બાબતોમાં ચોખ્ખો રહે છે. કુલીન મનુષ્ય જે કંઇ કરે છે અને બોલે છે, તેમાં તેની ખાનદાની-ઐશ્વર્ય દેખાય છે. તમારૂં જીવન તમે એક સામટું ભોગવી લેતા નથી; તે તો કકડે કકડે ભોગવાય છે, અને તે દ્વારા તમારૂં આખું સ્વરૂપ-જીવનપટ રચાય છે. તમે ધારો તો તમારા જીવનની દરેક પળ-તેનો દરેક ભાગ ઉદાત્ત રીતે વાપરી શકો, અને તેમ થયેથી તમારા આખા જીવનમાં દુર્વૃત્તિનો અંશ માત્ર રહેશે નહીં.



સંપૂર્ણતા એ અલૌકિક બુદ્ધિપ્રભાવનું લક્ષણ છે.

## તા. ૧૭ મી ફેબ્રુઆરી.

**સત્યનું સ્વરૂપ અવર્ણનીય છે અને તે તો નવું જીવન* ગાળનાર જ અનુભવી શકે.**



**વિશ્વમાં સત્ય, એજ એક સાચી વસ્તુ છે, એજ જંત્ર અનાહત, શુદ્ધ ન્યાય અને શાશ્વત પ્રેમ છે. એનામાં વધારો કે ઘટાડો થઇ શકતો નથી. એને કોઇ મનુષ્ય પર આધાર રાખવો પડતો નથી, પણ સઘળા મનુષ્યો તેની સત્તા નીચે છે. જ્યાં સુધી સ્થૂળ દ્રષ્ટિથી, બહારની બાજુએ જોશો ત્યાં સુધી તમે સત્યનું સૌંદર્ય જોઇ શકશો નહીં. તમે હુંપદવાળા હશો તો તમારી પોતાની બડાઇ બતાવવા દરેક વસ્તુ મીઠું મરચું ભભરાવી કહેશો. જો કામાસક્ત હશો તો તમારૂં અંતઃકરણ અને મન, કામવાસનાની જ્વાળા અને ધુંમાડાથી ઢંકાઇ જશે અને તેમાંથી દરેક ચીજ વિરૂપ દેખાશે. જો તમે અભિમાની અને કીર્તિ (આબરૂ) ઝંખનાર હશો તો સમસ્ત જગતમાં તમારી પોતાની કીર્તિના–તમારા પોતાના વિચારના મહુત્વ અને ગૌરવ સિવાય બીજું કશું દેખાશે નહીં. સત્યને ચાહનારો નમ્ર જીવ સત્ય અને કીર્તિ ( આબરૂ ) નો ભેદ સમજતાં શીખ્યો હોય છે.**



**જેનામાં ઉદારવૃત્તિ–પ્રીતિભાવ વધારે તેનામાં સાચાઈ વધારે હોયછે.**

---

*** અખો ભગત–ચિત્ત વિચાર સંવાદ**

કહું ઉપાય એક છે ભલો, પણ રહે ત્યાં અનુભવ મેલો;
તતરિપદ આવ વિચારે વેદ, કેવળ ઈશ્વર જીવનો ભેદ.
કેવલ્યતા સદા ભરપૂર, કહ્યો ન જાય નિકટ કે દૂર:
ઈશ્વરમાં ઐશ્વર્ય છે બહુ, સામર્થ્ય નામ ઈશ્વર કહે સહુ.
તેણે મોહ્યો આશા કરે, દીનતા ભાખે ક પરવરે;
અસંભાવના રે વિપરીત, એ ચિત જાણ્ય જીવની રીત.

## તા. ૧૮ મી ફેબ્રુઆરી.

દુનિયામાં એક જ ધર્મ છે, અને તે ધર્મ *સત્યનો છે.



જો શાંત ચિત્તે તમારૂં મન, અંતઃકરણ અને વર્તન તપાસશો તો તમે **સત્યના** ફરજંદ છો કે તમારા દેહના પુજારી છો, એ સહેલથી જાણી શકાશે. તમે વહેમ, વેર, ઇર્ષ્યા, વિષયવૃત્તિ અને મગરૂરી ભર્યા વિચારો ધારણ કરો છો કે તે સામે બળપૂર્વક લઢો છો? જો પ્રથમ કહ્યું તેમ હોય તો તમે તમારા દેહના બંધાયલા છો, પછી ભલે ગમે તે ધર્મ પાળતા હો; બીજી બાબત કહ્યા પ્રમાણે તમે હો તો, તમે કોઈ પણ ધર્મ પાળી બહારનો દેખાવ (ડોળ) ન રાખ્યો હોય તો પણ તમે **સત્યના** મુમુક્ષુ છો. તમે તામસી, મમતી, તમારો પોતાનો જ સ્વાર્થ સાધનારા, મનગમતા ભોગ ભોગવનારા અને મતલબી છો, કે નમ્ર, માયાળુ, નિઃસ્વાર્થી, કોઈ પણ લાલસા વગરના અને પોતાનું (બીજાને ખાતર) આપવા હમેશ તત્પર રહો તેવા છો? પ્રથમ કહ્યા મુજબ હો તો દેહના તમે ગુલામ છો; પછીથી કહ્યા મુજબ હો તો તમને **સત્ય** વહાલું છે.



સત્યના પ્રેમીને ઓળખવાનાં ચિહ્નો કાંઈ ઢાંકયાં રહેતાં નથી.

---

* કવિ ગોપાળ—

વણ પ્રિછે તમે કાં કરો, ભાઈ કલ્પિત ધર્મ;
ધર્મે ભર્મ જ ઉપજે, ન મળે પરિબ્રહ્મ.
હું મ્હારૂં મન નવ ટળ્યું, ન ગળ્યું અભિમાન;
દોષ રહ્યા સર્વ દ્રષ્ટિમાં, કીધું ગજસ્નાન.

## તા. ૧૯ મી ફેબ્રુઆરી.

### લોભ નિરંકુશ વાસનાનો આશ્રય લે છે, અને તેને જાગૃત કરે છે.



દૈવી જ્ઞાનની ભૂમિકા પર ચઢાય નહીં ત્યાં સુધી, લાલસા-ભર્યા વિચારો, મહત્વાકાંક્ષી મનુષ્યને ઉંધો નાખવા—આગળ જતો અટકાવવા તૈયાર હોય છે, પણ તે ભૂમિની હદ ઓળંગી તેની પુઠે જવાનું તેમનું ગજું નથી. જ્યારે મનુષ્ય મોટી મોટી આશાઓ બાંધવાની શરૂઆત કરે છે ત્યારે જ લાલચો તેની આગળ ખડી થવા માંડે છે. મનુષ્ય પોતાની જાતને પૂર્ણ રીતે ઓળખી શકે તે સારૂ, તેનામાં ગુપ્ત રહેલી દૈવી અને આસુરી શક્તિઓને મહત્વાકાંક્ષા જાગૃત કરે છે; કારણ, જ્યાં સુધી મનુષ્ય પોતાને પૂર્ણ રીતે ઓળખતો નથી ત્યાં સુધી તે પોતાના દેહને જીતી શકશે નહીં. કેવળ પશુવૃત્તિવાળા મનુષ્યમાં લોભ ભાગ્યેજ સંભવે છે, કારણ લોભનો ભાવ જ દેખાડી આપે છે કે શુદ્ધતર સ્થિતિ પ્રાપ્ત કરવા યત્ન ચાલે છે. પશુવૃત્તિ અને તેની તૃપ્તિ, એ તો જે મનુષ્યને મહત્વાકાંક્ષા થઇ નથી તેવા-નો સાધારણ પ્રકૃતિગુણ છે. તેને તેના વિષયભોગ સિવાય બીજી એકે ઇચ્છા નથી, તેથી વધુ સારી વસ્તુ જોઇતી નથી, અને હાલ તરત તો એટલેથી સંતોષ માને છે. આવો મનુષ્ય હજી સુધી ઉંચો ચડયો ન હોવાથી, તેને પાડવા લોભને આ-ગળ કરી શકાય નહીં.



### મહત્વાકાંક્ષા મનુષ્યને સ્વર્ગમાં લઇ જઇ શકે છે.

## તા. ૨૦ મી ફેબ્રુઆરી.

**જે મનુષ્યને સત્ય સમજવું હોય તેણે પોતાને ઓળખવો જોઈએ.**



લાલચમાં પડેલા મનુષ્યે આટલું ધ્યાનમાં રાખવું કે લાલચમાં પડનાર અને પાડનાર બેઉ તે પોતે જ છે; તેના સઘળા શત્રુઓ તેના ભીતરમાં છે; અને જે ખુશામતીઆઓ તેને ફસાવે છે, જે માર્મિક શબ્દો–મ્હેણાં તેનું અંતઃકરણ વીંધે છે–તેની આબરૂને એબ લગાડે છે, અને અંગમાં જે ભભુકા ઉઠે છે તે સહુ, તેનાં અજ્ઞાન અને દોષનાં પડો, જેના પાશમાં તે આજ સુધી પડયો રહ્યો ત્યાંથી સ્ફુરે છે. આટલું જાણે એટલે દુઃખ ઉપર પૂર્ણ ફતેહ મેળવવાની તેને ખાતરી થાય. જ્યારે તેની સખત કસોટી થાય ત્યારે તેણે ચિંતા કરવી નહીં, પણ ખુશી થવું કે તેના બળની પરીક્ષા થાય છે, અને તેની નબળાઇ બહાર આવે છે. કારણ, જે પોતાની નબળાઇ બરોબર જાણે છે, અને વિનયપૂર્વક કબૂલ કરે છે, તે ( પોતાની ભૂલો સુધારવા માટે ) સામર્થ્ય પ્રાપ્ત કરવા વાર લગાડશે નહીં.



**જે પોતાની આસુરી વૃત્તિ સામું બેધડક ઉભો રહી શકતો નથી તે ત્યાગના ખાડાખૈયાવાળા શિખરો પર ચઢી શકશે નહીં.**

## તા. ૨૧ મી ફેબ્રુઆરી.

### ખરા મનથી ઋષિજીવનનો માર્ગ શોધો.



બહારની વસ્તુઓ ફક્ત છોડી દેવી એ આત્મત્યાગ દેહાધ્યાસનો ત્યાગ કર્યો કહેવાય નહીં. તે તો (મનના) ભીતરનાં પાપો, ભીતરમાં રહેલા દોષોના ત્યાગમાં રહેલો છે; નહીં કે ભભકાદાર કપડાં નહીં પહેરવામાં, નહીં કે પૈસો ફેંકી દેવામાં, નહીં કે અમુક ખોરાક ત્યજવામાં કે મીઠા મીઠા શબ્દો બોલવામાં. ફક્ત આટલી બાબતો કરેથી સત્ય મળતું નથી. પણ ખાલી ભપકો મારવાની વાસનાનો ત્યાગ કરવાથી, ધન તૃષ્ણા છોડી દેવાથી, મનગમતા વિષયભોગથી દૂર રહેવાથી, તિરસ્કાર, કલહ, પરનિંદા અને સ્વાર્થસાધના છોડી દેવાથી, અને અંતઃકરણ શાંત તથા પવિત્ર કરેથી—આ સહુ થયે સત્ય મળે છે.



દેહાભિમાનનો ત્યાગ, સત્યના માર્ગ પર લઈ જાય છે.

## તા. ૨૨ મી ફેબ્રુઆરી.

જે પોતાની વાસનાનો ગુલામ થતો નથી, તે (તેના) અદષ્ટ ભાવીનું મંદિર ચતુરાઇથી બાંધે છે.



પોતાનાં આવેશ અને સ્વાર્થી ઇચ્છાઓ દાબી, મનુષ્ય જ્યારે તેનામાં રહેલા ઉચ્ચ અને શાંત અંતર્જ્ઞાનનો આશરો લે છે, અને અમુક સિદ્ધાંતને વળગી રહે છે ( તેનું એક સરખું મનન કરે છે ) ત્યારે તેનામાં અમુક શક્તિ ખીલતી જાય છે.

જ્ઞાનદૃષ્ટિથી અચળ સિદ્ધાંતોની સત્યતા સમજાય ( ચિત્તમાં અચળ નિયમોનો સાક્ષાત્કાર કરાવાય ), એ ઉચ્ચતમ શક્તિનું મૂળ અને રહસ્ય છે.

ઘણી શોધખોળ, વિટંબણા, અને ભોગ આપ્યા પછી, જ્યારે મહત્ તત્ત્વનો પ્રકાશ અંતરાત્મા પર પડે છે ત્યારે **દૈવી શાંતિ** પ્રસરે છે, અને હૃદયને ઉલ્લાસ આપતો અકથ્ય આનંદ પ્રાપ્ત થાય છે.

જેણે આ તત્વ અનુભવ્યું છે તે આમ તેમ ભટકતો નથી, પણ સમતોલપણામાં તથા સ્વસ્થ ચિત્તે રહે છે.



જે કામ અવિનાશી સિદ્ધાંત પર-નીતિનિયમ પર ચણાય છે તે જ ફક્ત ટકી શકે છે.

## તા. ૨૩ મી ફેબ્રુઆરી.

ખરા ઐશ્વર્યવાળાં અને લાગણી (અંતઃપ્રવાહ)વાળાં સ્ત્રી પુરુષો જુજ હોય છે.



મનુષ્ય જ્યાં સુધી પોતાની મીલકતનો ઉપભોગ કર્યા કરે છે ત્યાં સુધી **સલાહશાંતિ, ભ્રાતૃભાવ અને વિશ્વવ્યાપી પ્રેમના** સિદ્ધાંતો તે માને છે, અને તેને વળગી રહે છે. એવી માન્યતા મનુષ્ય સહેલથી રાખી શકે; પણ જ્યારે તે ઉપભોગોને ધોકો પ્હોંચ્યો છે અગર પ્હોંચશે એવી ભીતિ લાગે ત્યારે, લડાઇ શરૂ કરવા સારૂ તે મોટેથી પોકાર કરે છે; અને શાંતિ, ભ્રાતૃભાવ કે પ્રેમનાં નહીં, પણ કલહ, સ્વાર્થ અને તિરસ્કારના સૂત્રોને તે માને છે, અને તેને ટેકો આપે છે એવું વર્તન દાખવે છે.

ઐહિક દરેક વસ્તુનો ત્યાગ કરવાનો સમય આવે, અરે, પ્રતિષ્ઠા અને જીંદગી ખોવાં પડે તોપણ, જે મનુષ્ય પોતાના સિદ્ધાન્ત ત્યજતો નથી, તે જ ઐશ્વર્યવાન કહેવાય, તેનો જ દરેક બોલ (વચન) ટકી રહે છે, અને તેને જ તેના પછીનો જમાનો માન આપે છે, નમે છે અને પૂજે છે.



આધ્યાત્મિક બળ પ્રાપ્ત કરવા સારૂ, અંતર્જ્ઞાન અને અંતરસુધારણા સિવાય બીજો રસ્તો નથી.

## તા. ૨૪ મી ફેબ્રુઆરી.

સઘળી વેદના અને દુઃખ આધ્યાત્મિક પોષણની ખામીને લીધે છે, અને મહત્વલાભની વાંછના એ તેનું પોષણ છે.



મનુષ્યનું ખરૂં અસ્તિત્વ, અંતર્મુખ, અદૃષ્ય, આધ્યાત્મિક છે, અને એ કારણથી તેને તેનું જીવનબળ, રસપોષણ અંદરથી મળે છે, બહારથી નહીં. બહારની વસ્તુઓ તો માત્ર નહેરો રૂપે છે, જે દ્વારા તેની શક્તિઓનો ઉપયોગ થાય છે, પણ પુનર્જીવન માટે તેણે અંતરની શાંતિ ઉપર જ આધાર રાખવો જોઇએ. ઇંદ્રિયોના ભરપૂર સુખભોગમાં મનુષ્ય જીવ આ શાંતિને જેટલી દાબી નાખે છે, અને બહારની વસ્તુઓના—જગતના કોલાહલમાં મચ્યા રહેવાનું કરે છે, તેટલી જ પીડા અને ઉદ્વેગ તેને ભોગવવાં પડે છે, અને છેવટે જ્યારે આ સઘળું અસહ્ય થાય છે ત્યારે, અંતરની શાંતિ આપનારને ચરણે, અંદરના એકાંત શાંત મંદિરમાં તેજ વસ્તુઓ તને પાછા જવાની ફરજ પાડે છે.



મનુષ્ય પોતાના સ્વરૂપને ફક્ત એકાંતસેવનમાં જ બરોબર જોઈ શકે છે.

## તા. ૨૫ મી ફેબ્રુઆરી.

### અંતરના એકરાગ એ આધ્યાત્મિક બળ છે.



**દૈવી પ્રેમનું** સૂત્ર લો, અને તે પૂરેપૂરૂં સમજાય તે સારૂ શાંત રીતે ઉલટથી તેનું મનન કરો. તમારી આદતો, તમારાં કર્મો, તમારી વાણી અને અવરજન સાથનું વર્તન, તમારા દરેક છુપા વિચાર અને વૃત્તિ પર તેનો સમર્થ પ્રકાશ નાંખો. આવી રીતે મંડયા રહેશો તો, **ઈશ્વરી પ્રેમ** તમે વધારે ને વધારે સારી રીતે સમજશો, અને તમારી પોતાની ખામીઓ, તેની સરખામણીમાં વધારે ને વધારે ઉઘાડી દેખાઈ આવશે, અને તમને તમારો પ્રયાસ ચાલુ રાખવા પ્રેરણા થશે; તે અક્ષય સૂત્રના અનુપમ ગૌરવની ઝાંખી એકવાર થયેથી તમે તમારા દોષ, તમારા સ્વાર્થ અને તમારી ન્યૂનતા સાથે કદાપિ પડી રહેશો નહીં, પણ જ્યાં સુધી એકેએક વિરોધી તત્ત્વનો નાશ કરી તમારી જાત પ્રેમ સાથે પૂર્ણ રીતે તન્મય થાય નહીં ત્યાં સુધી તમારો પ્રયત્ન ચાલુ રાખશો.



તમારા આત્માનું છેક ભીતરનું આવરણ જ્યાંસુધી નિષ્કલંક ન થાય ત્યાં સુધી અટકશો નહીં અને વિશ્રાંતિ લેશો નહીં.

## તા. ૨૬ મી ફેબ્રુઆરી.

જીવનમાં આવી પડતી મુશ્કેલીઓ અને લઘુતાઓને પહોંચી વળવા સારૂ મનુષ્ય જીવ એકાંતમાં જોઇતી શક્તિ ભેગી કરે છે.



શરીરનું વપરાઈ ગયલું બળ ફરી મેળવવા સારૂ તેને જેમ આરામની જરૂર છે, તેમ પોતાની શક્તિઓ તાજી થાય તે સારૂ જીવને એકાંતવાસ જરૂરી છે. જેમ શારીરિક સ્વસ્થતા સારૂ ઉંઘ, તેમ મનુષ્યના આધ્યાત્મિક શ્રેય સારૂ એકાંતવાસ અગત્યનો છે. શરીરને જેમ ઉદ્યોગ તેમ એકાંતમાં કરેલા શુદ્ધ વિચાર અગર ચિંતન જીવને ઘણા જરૂરના છે. પુરતા આરામ અને ઉંઘ સિવાય જેમ શરીર તુટી જાય છે–ઢીલું પડી જાય છે, તેમ પુરતી શાંતિ અને એકાંતવાસ વિના જીવ–આત્મા નરમ પડી જાય છે. જો નશ્વર વસ્તુઓના બનેલા બાહ્ય જગતથી તે વખતોવખત દૂર થાય નહીં–પોતાનું મન ખસેડે નહીં, અને અંતરમાં ચિરશાશ્વત સત્યોનું ધ્યાન ધરે નહીં તો, એક આધ્યાત્મિક જીવ તરીકે મનુષ્યનાં સત્વ, નીતિબળ અને શાંતિ ટકી શકે નહીં.



જે સત્યને ચાહે છે, જે જ્ઞાનની શોધમાં રહે છે અને તે મેળવવા ઇચ્છે છે, તે ઘણુંખરૂં એકાંત સેવે છે.

## તા. ૨૭ મી ફેબ્રુઆરી.

### માનુષિક સ્નેહ એ દૈવી પ્રીતિનાં પ્રતિબિંબ છે.



મનુષ્યો દેહાભિમાનને તથા દુઃખની દુષ્કર છાયાને વળગી રહી, દૈવી પ્રેમ એ તો કોઇ દૂર રહેતા, અગમ્ય પ્રભુની માલિકીની એકાદ વસ્તુ હોય-તે પ્રેમ જાણે તેમની પોતાની બહાર હોય અને જાણે સદાય તેમનાથી બહાર રહેવાનો હોય એવું માની લે છે. હા, ઈશ્વરનો પ્રેમ દેહાભિમાનીના માર્ગથી હમેશ દૂર જ હોય છે, પણ જ્યારે હૃદયમાંથી અને મનમાંથી દેહાભિમાન દૂર કરાય છે ત્યારે તે નિઃસ્વાર્થ પ્રેમ, તે વિશિષ્ટ પ્રેમ, જે પ્રેમ ઈશ્વરનો કે કરુણાનિધિનો અંશ છે તેનો અંતરમાં કાયમનો સાક્ષાત્કાર થાય છે.

અને આ પવિત્ર પ્રેમનો જેના અંતરમાં સાક્ષાત્કાર થાય છે તે પ્રેમ બીજા કોઇનો નહીં, પણ તે પરમ પુરુષનો છે, જે સારૂ મોટી મોટી વાતો થાય છે, પણ તેને કોઈ ભાગ્યે જ ગ્રહણ કરે છે જે પ્રેમ, જીવને પાપમાંથી મુક્ત કરે છે એટલું જ નહીં, પરંતુ તેને લઘુતાના પ્રભાવમાંથી ઉચકી લે છે.



દૈવીપ્રેમને દુઃખ અને ફેરફાર નડતા નથી-દુઃખ શું અને પરિવર્તન શું, એ દૈવીપ્રેમ જાણતો નથી.

## તા. ૨૮ મી ફેબ્રુઆરી.

### મનુષ્યે આત્મબળ પર વિશ્વાસ રાખતાં શીખવું જોઇએ.



મનુષ્યને પોતાના અંતરમાં જ શાંતિ નહીં મળે તો એ બીજે ક્યાંથી મેળવી શકશે? જો એને એકલા એકાંતવાસ કરતાં ભય રહેતો હોય તો ચાર સ્નેહી સાથે રહેવાથી તેને શી દ્રઢતા પ્રાપ્ત થશે? (એનું મનોબળ શી રીતે વધશે?) જો પોતાના વિચારો સાથે એકરાગ થવામાં એને આનંદ નહીં મળતો હોય તો બીજાના સંબંધમાં આવતાં તે દુઃખથી શી રીતે મુક્ત રહેશે? જે મનુષ્યને આજ સુધી પોતાનામાં એવી એકે વસ્તુ માલમ પડી નથી (જેણે એની શક્તિ કે બળ પ્રાપ્ત કર્યું નથી) કે જેના આધારે તે ટકી રહે, તેને શાશ્વત શાંતિની ક્યાંયે જગો મળવાની નથી. બહાર-જગતમાં ફેરફાર, નાશ અને ભય છે, અંતરમાં સઘળું સહીસલામત અને સુખદાયી છે. આત્મા પોતે જ સંપૂર્ણ છે. જ્યારે જરૂર પડે છે ત્યારે તેનો અઢળક ખજાનો ઉઘાડો છે-તેનો ભંડાર રેલછેલ થાય છે. તમારો કાયમ વાસ ભીતરમાં છે.



સમૃદ્ધિવાન-ગુણવાન થાઓ, સંપૂર્ણ બનો.

## તા. ૨૯ મી ફેબ્રુઆરી.

તમારૂં મધ્યબિંદુ–આશ્રયસ્થાન શોધો, અને એકલા, કોઈની સહાય સિવાય ઉભા રહી શકાય એવા થાઓ.



જ્યાં સુધી ભૂત કે પામર જીવોના; દેવ કે મનુષ્યોના માર્ગદર્શનની–સલાહની આશા રાખ્યા સિવાય, તમારામાં સત્યનો જે પ્રકાશ છે તેના બળે કરી તમે તમારી જાતને દોરી એકલા ઉભા રહી શકો નહીં ત્યાં સુધી તમે બંધનમુક્ત અથવા સ્વતંત્ર નથી અને તમે છેક સુખી પણ નથી. અહંતાને આત્મબળ તરીકે ગણવાની ભુલથાપમાં પડશો નહીં. અહંકાર રૂપી ખરી જતા પાયા પર ઉભા રહેવા યત્ન કરવો, એ તો તદ્દન અધઃપતન થયું સમજવું. અહંકારી પુરુષ જેટલો બીજો કોઇ પુરુષ અવરજનો ઉપર આધાર રાખતો નથી. તેનું સુખ કેવળ બીજાઓના જ હાથમાં છે. એથી ઉલટું, આત્મબળ પર ટકી રહેલો પુરુષ, આત્માભિમાન પર નહીં, પણ તેના અંતરના શાશ્વત કાયદા, નિયમ, ધ્યેય, સત્ય પર આધાર રાખે છે. તે પર તે પોતાની તુલના કરી જુએ છે, કારણ, બહારના મતમતાંતર–આગરૂ રૂપી વાવાઝોડાં કે અંતરમાં મચી રહેલા મનોવિકાર રૂપી મોજાં, તેને તેની મજબૂત ભૂમિકા પરથી ખસેડી શકતા નથી.



ખરી મહેનતના પરિણામે મળેલી સ્વતંત્રતાથી થતો આનંદ, સુસ્વસ્થતાથી આવી મળતી શાંતિ અને સ્વાભાવિક સામર્થ્યમાં રહેતા સુખની ખોળ કરો.

## તા. ૧ લી માર્ચ.

છુપા-ગુપ્ત ઝરામાંથી જેમ ફુવારો ફુટે છે તેમ મનુષ્યનું જીવન, તેના અંતઃકરણના ગુપ્ત પ્રદેશો દ્વારા વહે છે.



જેવું જેનું જીવન તેવું તેનું હૃદય. અંતરની ઘટનાઓ હમેશ બહાર પ્રગટ થાય છે. કાંઇ પણ છુપું-પડદામાં રહેતું નથી. જે કાંઇ છાનું છુપું રહે છે તે થોડા વખત સારૂ જ. તેનો પણ પરિપાક થાય છે અને આખરે તે બહાર આવે છે. બીજ, વૃક્ષ, કુંપળ અને ફળ-આ ચાર રૂપમાં જગતનો ક્રમ છે. મનુષ્યના હૃદયની સ્થિતિ દ્વારા તેની જીંદગીનો સ્થિતિક્રમ બહાર આવે છે-તેનું જીવન રચાય છે. તેના વિચારો કર્મરૂપે ખીલે છે, અને તેનાં કર્મો તેના ભાવિના-કિસ્મત અને ચારિત્રના ફળરૂપે બહાર આવે છે.

જીવનક્રમ હમેશ અંતરમાંથી ફાલે છે, અને બહાર પ્રકાશમાં આવે છે, અને અંતરમાં ઉત્પન્ન કરેલા વિચારો આખરે વાણી, કર્મો અને પરિણામ રૂપે દેખા દે છે.



મન પોતાની આસપાસનું વાતાવરણ પોતે જ સરજે છે.

## તા. ૨ જી માર્ચ.

પોતાની જાતને સિદ્ધાવસ્થાએ પ્હોંચાડવી તેના કરતાં ઉંચી એકે વિદ્યા નથી કે ઉમદા કાર્ય નથી.



જીવનનો આખો ક્રમ મનદ્વારા વહે છે એટલું મનુષ્ય સમજ્યો પછી જુઓ; પરમાનંદનો માર્ગ તેને માટે ખુલ્લો થઇ ગયો હોય છે. કારણ, તેને તે પછી એવી સમજ પડશે કે પોતાના મતને અંકુશમાં રાખવા તથા તેને પોતાના અભ્યંગ (ધ્યેય) મુજબ બનાવવા પુરતી તેનામાં સત્તા છે. એટલે તદ્દન ઉત્તમ વિચાર અને કર્મમાર્ગ પર દૃઢતાથી અને એક નિશ્ચયથી જવું તે પસંદ કરશે. તેને તેની જીંદગી સુંદર અને પવિત્ર લાગશે, અને મોડા વ્હેલો તે સઘળાં દુ:ખ, મુંઝવણ અને પીડાને દૂર કરી શકશે; કારણ, જે પોતાના અંત:કરણનું દ્વાર સતત પરિશ્રમથી સંભાળે છે તેને શાંતિ, જ્ઞાન અને મુક્તિ મળ્યા સિવાય રહેતાં જ નથી.



જેની નેમ શાંત, વિવેકી અને જ્ઞાનવાન મન પ્રાપ્ત કરવાની છે, તેવો મનુષ્ય હરકોઇ મનુષ્યથી થઈ શકે તેવાં સર્વોત્તમ કાર્યમાં રોકાયલો રહે છે.

## તા. ૩ જી માર્ચ.

**જે વિચાર વારંવાર આવે, તે આખરે ટેવરૂપે બંધાય છે.**



અનુભવોની પરંપરાથી જ્ઞાન મેળવવું એવી મનની પ્રકૃતિ છે. શરૂઆતમાં જે વિચાર સમજાય નહીં અને મનન થાય નહીં, તે મનમાં વારંવાર ધારણ કરવાથી, આખરે સહજ—સ્વાભાવિક અને પ્રકૃતિરૂપ થઇ જાય છે. એક ધંધો શીખવાની શરૂઆત કરતા છોકરાને, જેમ તેના હથીઆર ઝાલતાં પણ પૂરૂં આવડતું હોતું નથી, એટલે તેનો બરોબર ઉપયોગ થવો જ મુશ્કેલ, તે છોકરો લાંબા અભ્યાસ અને મહાવરા પછી જેમ પૂર્ણ ચપળતાથી અને સર્વોત્કૃષ્ટ ચતુરાઇથી તેને વાપરે છે, તેમ જે મનની સ્થિતિ, પ્રથમ આત્માનુભવ કરાવવી જ મુશ્કેલ દેખાય તે સ્થિતિ ખંત અને અભ્યાસથી આખરે મેળવી શકાય છે; અને તે સ્થિતિ પ્રકૃતિજન્ય અને સ્વાભાવિક ચારિત્રરૂપે બંધાય છે.

પોતાની ટેવો, પોતાની સ્થિતિ રચવાની અને તેને સુધારવાની મનની આ શક્તિમાં મનુષ્યના મોક્ષનું મૂળ છે, અને હુંપણા પર કાબુ આવેથી પૂર્ણ સ્વાતંત્ર્યનો માર્ગ ખુલ્લો થાય છે.



જો અંતઃકરણ નિર્દોષ હોય તો સઘળી બહારની વસ્તુઓ (તેનાં કર્મો) પણ શુદ્ધ હોય છે.

## તા. ૪ થી માર્ચ.

### દરેક દોષ દૂર કરી શકાય.



મનુષ્યનું જીવન, પહેલેથી છેલ્લે સુધી તેના મનમાંથી ઉદ્‌ભવે છે; વળી એનું મન ખાસિયતો–ટેવોનું ભરેલું છે, (એની અનેક ટેવો એનું મન રચે છે,) જે ટેવો ધીરજપૂર્વક પ્રયત્ન કરેથી, જેટલે દરજ્જે સુધારવી હોય તેટલી સુધારી શકાય, અને તેના પર પૂર્ણ સત્તા અને કાબુ મેળવી શકાય. મનુષ્ય આટલું સમજ્યો એટલે પૂર્ણ છુટકારાનું–મોક્ષનું દ્વાર ખોલી શકે એવી કુંચી તેના હાથમાં તરત આવી જ ગઇ એમ સમજવું.

પણ જીંદગીનાં દુઃખો (જે મનનાં જ દુઃખો છે) તેમાંથી મુક્તિ મેળવવી તે સારૂ તો અંતરમાં એક સરખો પ્રયાસ થવો જોઇએ; બહારથી એકાએક આવી મળતા લાભો જેવું તે નથી. જ્યાં સુધી તેણે પોતાની સર્વોત્કૃષ્ટ પવિત્ર ધારણાઓનું અવ્યંગ –લક્ષ્ય નિષ્કલંક વિચારોથી અને સરળ વૈરાગ્ય વૃત્તિમાંથી ઘડી કહાડયું નથી ત્યાં સુધી ઘડીએ અને પળે તેણે તેવા વિચારો કરવા તથા તેવી વૃત્તિ ધારણ કરવા મનને કેળવવું જોઇએ.



ઉચ્ચ વિચાર, વાણી અને કાર્યમાં પ્રવર્તવું એ ઉચ્ચ જીવન છે.

## તા. ૫ મી માર્ચ.

ખરી રીતે ફરજ બજાવ્યા સિવાય ઉચ્ચ સદ્‌ગુણો સમજાઈ શકાતા નથી.



સઘળાં કર્તવ્ય પવિત્ર સમજવાં જોઇએ, અને તે નિમકહલાલીથી અને નિઃસ્વાર્થ બુદ્ધિથી બજાવવાં, એ એક મુખ્ય નિયમ પાળવો જોઇએ. પોતાનું કામ કરતી વેળા સઘળા સ્વાર્થી—પંડને લગતા વિચારો કાઢી નાંખી દૂર કરવા જોઇએ; અને જ્યારે આ પ્રમાણે થાય ત્યારે કર્તવ્ય (ફરજ—ધર્મ) ભાર રૂપ નહીં લાગતાં આનંદજનક લાગે છે. જેને કાંઈ સ્વાર્થી ઉપભોગની અભિલાષા હોય અગર અંગત લાભ લેવો હોય, તેને તેનું કર્તવ્ય કંટાળા ભરેલું લાગે છે. પોતાનું કામ ત્રાસ રૂપ સમજી ધુંવાંપુંવાં કરતા મનુષ્યે પોતાનું ભીતર જોવું જોઇએ એટલે તેને જણાશે કે તેનો કંટાળો કામને અંગે નહીં પણ તેમાંથી નાશી છુટવાની સ્વાર્થી ધારણાથી ઉત્પન્ન થયો છે. જે પોતાનું કામ, ન્હાનું કે મોટું, ખાનગી કે જનસમાજને લગતું છોડી દે છે તે **સદ્વર્તન—ધર્મમાર્ગ** ત્યજે છે, અને જેનું હૃદય **ફરજ** બજાવવા જતાં ખળભળી ઉઠે છે તે **સદ્‌વર્તન**ની સામું થાય છે એમ સમજવું.



સદાચારી મનુષ્ય પોતાની ફરજ પૂર્ણ રીતે બજાવવામાં પોતાનું મન એકાગ્ર કરે છે.

## તા. ૬ ઠ્ઠી માર્ચ.

મનુષ્ય તેના કર્મોનો કર્તા છે, અને તેથી તેનું ચારિત્ર્ય ઘડનાર તે પોતે જ છે.



જે જે આપત્તિઓ મનુષ્ય પર આવી પડે તે તેની પોતાની જ કૃતિની છાયાઓ છે; જે દૈવ તેની પાછળ પડ્યું, જેનાથી પ્રયત્ન કરી બચવા અગર પ્રાર્થનાઓ કરી જેને દૂર કરવા તે અશકત હતો તે તેના પોતાના દુષ્કર્મોની નિર્દય છાયા–પ્રત્યાઘાત રૂપે હતું; અને આ તેનાં કુકર્મો, બદલો માગી તે લેવા અમલ કરતા હતા; જે આશિષો અગર શ્રાપો અણુચિન્તવ્યા–અણુતેડયા આવે છે તે તેણે મોકલેલી વાણીના પ્રતિધ્વનિ રૂપ પડઘા છે.

મનુષ્ય પોતાની જાતને કાર્યકારણની પરંપરામાં ગુંચવાયલો જુએ છે. એનું જીવન કારણો અને તેના પરિણામોથી ભરેલું છે. વાવવું અને લણવું બંને આ જીવનમાં જ છે. તેના દરેક કાર્યમાં અમુક હેતુ હોય છે–તેનું દરેક કાર્ય કારણરૂપે હોય છે, જેનો બદલો પરિણામ રૂપે આવવો જ જોઇએ. કાર્યની પસંદગી તે કરે છે, ( આ તેની આપઅખત્યારી–સ્વતંત્ર ઇચ્છા છે ) તેનું પરિણામ પસંદ કરવાની કે બદલવાની કે દૂર કરવાની શક્તિ તેનામાં નથી ( **નસીબ** તે આ છે ); આ પ્રમાણે પોરુષવાદ–સ્વતંત્ર ઇચ્છા એ કારણોની ઉત્પાદક શક્તિ છે, અને એ પરિણામોની–ફળોની ગુંચવણ ભરેલી રચના એ કિસ્મત–દૈવ છે.



ચારિત્ર્ય એ જ દૈવ છે ( જેવું ચારિત્ર્ય તેવું કિસ્મત ).

### તા. ૭ મી માર્ચ.

**હરેક જાતની પીડા મનની અસ્વસ્થ-ખરાબ સ્થિતિમાંથી સ્ફુરે છે.**



સઘળાં પાપ અજ્ઞાનને લીધે થાય છે. બીન કેળવાયલા અને મગજનો વિકાસ નહીં પામેલા મનુષ્યોની આ સ્થિતિ હોય છે. ખોટો વિચાર કરનાર અને ખોટું કર્મ કરનાર, જીવનરૂપી શાળામાં, નિશાળે શીખવા જતા અજ્ઞાન નિશાળીઆ જેવા છે. યોગ્ય વિચાર અને વર્તન, એટલે સૃષ્ટિક્રમને અનુસરતા વિચાર અને વર્તન, કેવાં જોઇએ તે તેણે શીખવાનું છે. ભણતો વિદ્યાર્થી પોતાનો પાઠ બરોબર ન કરે ત્યાં સુધી બેચેન રહે છે; તે મુજબ પાપ પર જીત મેળવાય નહીં–પાપ કરવામાંથી મુક્ત થવાય નહીં ત્યાં સુધી દુઃખમાંથી છુટા થઇ શકાતું નથી.

જીવનક્રમ એ ઉપદેશો (ધડો) લેવાની શાળા છે. (જીંદગીમાં કેટલીએ શિખામણ મળે છે.) કેટલાક મનુષ્યો ખંત રાખી તે ઉપદેશો શીખી લે છે; અને તેઓ સદાચારી, જ્ઞાની અને પૂર્ણરીતે સુખી થાય છે. બીજા જે બેદરકાર રહે છે અને તેટલો શ્રમ લેતા નથી, તેઓ દોષિત, મૂર્ખ અને દુઃખી રહે છે.



**મનની શાંતિ એ જ સુખ છે.**

## તા. ૮ મી માર્ચ.

### જેને શાંતિ મેળવવા ઇચ્છા હોય તેણે ક્રોધ દૂર કરવો જોઈએ.



સ્વાર્થવૃત્તિ યા ક્રોધ, સ્થૂલ–વૈષયિક લાલસાઓમાં અને મનના અનહદ સ્વછંદ વર્તનમાં જ સમાઇ જાય છે એમ નથી; પરંતુ આત્મશ્લાઘા અને અહંવૃત્તિ સાથે સ્થૂલ સંબંધ ધરાવતા છાનાછુપા દરેક વિચારને પણ તે સચેતન કરે છે; અને જ્યારે આપણને બીજાની સ્વાર્થવૃત્તિ સામે બોલવા અગર તેમને તે સંબંધમાં ઠપકો આપવા અગર તેમની નિંદા કરવા પ્રેરે છે ત્યારે તે ઘણી જ ભૂલથાપ દે છે અને ભમાવે છે. જે મનુષ્ય વારંવાર બીજાની સ્વાર્થવૃત્તિ વિરુદ્ધ બોલ્યા કરે છે તે તેમ કરવાથી પોતાની મતલબ દાબી શકવાનો નથી. બીજાને ઠપકો દીધાથી નહીં, પણ પોતાના પંડને નિર્મળ કરવાથી, મમતાની પાર જઇ શકાય છે. બીજાઓ ઉપર ત્રાસદાયક–તેમને સંતાપ થાય તેવા આરોપો મુકવાથી નહીં, છતાં પણ પોતાના મન ઉપર કાબુ મેળવવાથી ક્રોધમાંથી શાંતિમાં જવાય છે. બીજાઓની સ્વાર્થવૃત્તિ દાબવા હોંસથી પ્રયત્ન કરવા જતાં આપણે તો રાગબદ્ધ રહીએ છીએ; આપણી પોતાની મતલબ–આપસ્વાર્થીપણા પર ધીમે ધીમે કાબુ મેળવવાથી આપણે મોક્ષ માર્ગે ચઢીએ છીએ.



ઉર્ધ્વમાર્ગ હમેશ આપણી પાસે જ હોય છે. એ માર્ગ હુંપણા પર–દેહાભિમાન પર કાબુ મેળવવાનો છે.

## તા. ૯ મી માર્ચ.

### સંતપુરુષોનો પરમાનંદ મહાત્વાકાંક્ષામાં-પરમપદપ્રાપ્તિમાં છે.



મહત્વાકાંક્ષા રૂપી પાંખો ઉપર ઉડી મનુષ્ય પૃથ્વિ પરથી સ્વર્ગમાં, અજ્ઞાનમાંથી જ્ઞાનમાર્ગ તરફ, ઘોર તિમિરમાંથી ઉચ્ચ પ્રકાશમાં જાય છે. તે વિના એનું જીવન નીચ પશુવત, રાગી, વિષયી, અજ્ઞાન અને અપ્રબોધિત (પ્રેરણા રહિત) રહે છે.

ઉચ્ચ વસ્તુઓ-સત્ય, દયા, નિર્દોષપણું, પ્રેમ સારૂ ઇચ્છા એ મહત્વાકાંક્ષા છે. એથી ઉલટું, ભૌતિક વસ્તુઓ-સ્વાર્થી ઉપભોગો, જોહુકમી (સ્વસત્તા), અધમ વાસનાઓ, અને વિષય-સુખોની તૃપ્તિ તે લલુતા કહેવાય છે. અમુક મનુષ્યને ઉચ્ચ આકાંક્ષા ઉત્પન્ન થવી એનો અર્થ એ કે તેની અધમ સ્થિતિથી તેને અસંતોષ થયો છે, અને તેથી તે વધુ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે. પશુવત્ ઘોર નિદ્રામાંથી તે જાગ્યો છે, અને પૂર્ણ જીવન તથા ઉત્તમ ગુણો મેળવી શકાય એવું તે સમજ્યો છે. તેની એ ચોકસ નિશાની છે-તેનું એ શુભ ચિહ્ન છે.



મહત્વાકાંક્ષાને સઘળી વસ્તુઓ સાધ્ય છે.

### તા. ૧૦ મી માર્ચ.

**સ્વર્ગીય ઉચ્ચ ભૂમિકા પર જવાનો માર્ગ મહત્વાકાંક્ષી પુરુષ જોઇ શકે છે.**



ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવાનો આવેશ જ્યારે મનમાં ઉદ્દભવે છે ત્યારે તે મનને પવિત્ર કરે છે, એટલે તેમાં રહેલી મલિનતાનો મેલ જવા માંડે છે; એટલું જ નહીં, પરંતુ જ્યાં સુધી ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવાનો વિચાર મનમાં રમે છે ત્યાં સુધી એકે અપવિત્ર–મલિન વિચાર ત્યાં દાખલ થઇ શકતો નથી; કારણ મનમાં પવિત્રતા અને અપવિત્રતા બેઉ એકીવખતે રહી શકે નહીં. મહત્વાકાંક્ષા સારૂ થતો પ્રયત્ન થોડીવારમાં નરમ પડી જાય અને થોડી મુદત ટકે તેવો હોય છે. મન પાછું તેની હમેશની ભ્રમણામાં પડે છે, માટે તેને વારંવાર સતેજ રાખવું જોઇએ.

નીતિ–ન્યાય સારૂ તૃષ્ણા રાખવી, પવિત્ર–નિર્દોષ જીવન સારૂ ઉગ્ર ઇચ્છા કરવી, દૈવી સુખની વાસના રૂપી પાંખો ઉપર પવિત્ર પરમાનંદમાં ઉંચે ઉડવું–એ જ વિવેક, જ્ઞાનનો સરળ રસ્તો છે; એ જ શાંતિ મેળવવાનો વાસ્તવિક પ્રયાસ છે; એ જ દિવ્ય પંથની શુભ શરૂઆત છે.



**શુદ્ધ જીવનનો પ્રેમી તેનું મન મહત્વાકાંક્ષા રૂપી સત્યવર્ધક પ્રકાશથી હમેશ તાજું બનાવે છે.**

## તા. ૧૧ મી માર્ચ.

અસત્ બાળીને જુદું કઢાય છે. સતરૂપી સોનું ટકી રહે છે.



મનનું સામાન્ય રીતે જે સ્વાર્થી વલણ મનુષ્ય માત્ર અને ભૌતિક વસ્તુઓ તરફ હોય છે, તે તદ્દન પલટાઈ જાય ત્યારે આધ્યાત્મિક રૂપાંતર થયું-મનની ગતિ ધર્મકૃત્ય તરફ વળી કહેવાય, અને આ ફેરફાર થવાથી તદ્દન નવા જ અનુભવો જોવામાં આવે છે. એ રીતે અમુક મોજશોખની ઇચ્છા ત્યજાય છે, તેના મૂળમાંથી તેને છેદી નંખાય છે અને ચિત્તમાં તેને માટે સ્થાન રાખવામાં આવતું નથી; પણ જે મનોબળ તે ઇચ્છાએ દર્શાવ્યું તેનો નાશ થયો નથી, તે તો વિચારના ઉચ્ચ પ્રદેશમાં ગયું છે અને તેની ગતિ-તેની શક્તિ શુદ્ધ-ગુણકારી રૂપમાં ફેરવાઈ ગઈ છે. સ્થૂલ તેમજ સૂક્ષ્મ સૃષ્ટિમાં સર્વત્ર શક્તિ-સંરક્ષણનો કાયદો એક સરખી રીતે લાગુ પડે છે, અને અધોમાર્ગ તરફ જવા આવવા નહીં દીધેલું બળ આધ્યાત્મિક-ઐશ્વરી કાર્યોના ઉચ્ચ પ્રદેશો તરફ જવા છુટું થાય છે.



ઐશ્વરી જ્ઞાનના પ્રદેશો શુદ્ધ અને નિર્મળ હોય છે.

## તા. ૧૨ મી માર્ચ.

**ઐશ્વરી માર્ગ તરફ વળતા મનની શરૂઆતની અવસ્થા કથાવટની–દુઃખદાયક હોય છે, પણ તે થોડો વખત નભે છે, કારણ તે દુઃખ તરત શુદ્ધ આધ્યાત્મિક આનંદમાં ફેરવાઈ જાય છે.**



**દૈવી જીવન** સાધવાના પવિત્ર માર્ગે જતાં થતા ફેરફારોમાં અર્ધમાર્ગે **સમર્પણ–પરિત્યાગ રૂપી પ્રદેશ** આવે છે, તે **ત્યાગની રણભૂમિ** છે. તે રણભૂમિમાં જુના વિકારો, જુની કામના, જુની લલુતા અને વિચારો દૂર કરી ત્યજવામાં આવે છે, પણ તે (સઘળા) કાંઇ વધુ સુંદર, વધુ સ્થાયી, અને વધુ લાંબો કાળ સંતોષ આપે એવા રૂપમાં ફરી દેખા દે છે. લાંબો કાળ સાચવી રાખેલા કિંમતિ દાગીના* દિલગીરીની સાથે–ઝળઝળીઆં ભરી આંખે ગાળવાના ચરૂમાં નાંખવામાં આવે છે, પણ તે બાદ તેના જ નવા અને ખોડખાંપણ વિનાના આભૂષણો ફરી ઘડાય છે. તેવી જ રીતે આધ્યાત્મિક કિમિયાગર લાંબા કાળના ભરી રાખેલા વિચારો અને ટેવો છોડવા પ્રથમ તો નારાજ હોય છે પણ આખરે ત્યજે છે ત્યારે, થોડો વખત વિત્યા બાદ, આનંદપૂર્વક જુએ છે કે તે જ (પ્રકૃતિ ગુણો) નવી દક્ષતા–ચતુરાઇ, અલૌકિક ઐશ્વર્ય, અને નિર્મળ આનંદ–એવાં દૈવી આભૂષણો નવા નવા ઓપ ચઢેલા, સુંદર અને ચકચકિત રૂપમાં તેને પાછાં મળ્યાં છે.



**ડાહ્યા મનુષ્ય અપકારને બદલે ઉપકાર વાળે છે, વૈરભાવ રાખતા મનુષ્ય પર પ્રેમ રાખે છે, અને ક્રોધી–તામસી પ્રકૃતિવાળા મનુષ્ય સાથે શાંતિથી વર્તે છે.**

* દાગીના બીજી જાતના અથવા નવી ફેશનના જોઇએ તે માટે નાણાની સવડ ન હોવાથી અને જુના દાગીના કાઢવા જીવ ચાલતો નથી તેથી ન છૂટકે જુના દાગીના–નવી ફેશનનો દાગીનો કરાવવા માટે ગાળવા સારૂ આપવામાં આવે છે તેથી દિલગીરી લાગે છે–આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવે છે.

## તા. ૧૩ મી માર્ચ.

આજ સુધીમાં બની ગયલી સઘળી બીનાઓનો સંબંધ ચાલુ સ્થિતિ સાથે છે. મનુષ્યજીવે જે કાંઇ વિચાર કે વર્તન કોઇ પણ વખતે કર્યું હોય તેનું ચોખ્ખું પરિણામ તેની સાથે લાગેલું છે. ( તેનું ભાવિ, તેનું ફળ તેની સાથે જોડાયલું છે. )



કર્મનો પરિપૂર્ણ કાયદો સઘળી વસ્તુઓને લાગુ પડે છે, અને સૌથી શ્રેષ્ઠ છે; સંપૂર્ણ ખરા ન્યાયનો અમલ સઘળા માનુષિક વ્યવહાર સાથે હોય છે, અને તેમનો તે બરોબર તોડ કહાડે છે—આ જાતના જ્ઞાનથી સદાચારી મનુષ્ય તેના દુશ્મનોને ચ્હાવા શક્તિમાન થાય છે, અને તિરસ્કાર, ગુસ્સો કે કકળાટ વગેરેથી દૂર રહે છે; કારણ તે જાણે છે કે જે કાંઇ તેનું પોતાનું હશે તે જ તેની પાસે રહેશે. વળી તે જાણે છે કે ભલેને તે દુશ્મનોથી ઘેરાયલો હોય, તોપણ તેઓ તો અવિશુદ્ધ કર્મફળના—પ્રતિક્રિયાના અજ્ઞાન—આંખ વિનાના શસ્ત્રરૂપે છે, અને તેથી તે તેમને દોષ દેતો નથી, પણ પોતાનું ફળ ( ભાવિ ) શાંતિથી ભોગવે છે અને સ્વસ્થ ચિત્તે તેનું સહસત્ (ખરૂં) દેવું અદા કરે છે. પણ એટલું બસ નથી. તે તેનું દેવું વાળે છે, એટલું જ નહીં, પરંતુ બીજું વધુ દેવું ન થાય તેની સંભાળ લે છે. તે પોતાના વર્તન પર નજર રાખે છે અને શુદ્ધ—દોષ વિનાનાં કર્મો આચરે છે.



મનની બંધાઇ ગયલી ટેવો એ પ્રકૃતિ ગુણો—વિશેષ ગુણો કહેવાય છે, જે કર્મોનાં પરિણામો છે.

## તા. ૧૪ મી માર્ચ.

### ઉર્ધ્વગતિ અને અધોગતિ–સ્વર્ગ અને નરક આ દુનિયામાં છે.



કોઈ પણ વસ્તુ અણબોલાવી આવતી નથી; પ્રતિબિંબ જેનું હોય, તે મૂળ વસ્તુ તો હોવી જ જોઇએ. મનુષ્યજીવને જે કાંઇ આવી મળે છે તે તેના પોતાના કર્મોનું ફળ હોય છે. આનંદજનક–ઉમંગ ઉપજાવે તેવો ધંધો વધુ કામકાજ અને વધુ સંપત્તિની પ્રાપ્તિ કરાવે છે અને ખોટાઇથી કરેલાં અથવા બેદિલથી હાથ ધરેલાં કામથી ઓછી મહેનત સાથે કમાઈ પણ ઓછી થતી જાય છે. આવી જ સ્થિતિ જીંદગીની વિવિધ અવસ્થાઓમાં આપણને માલમ પડે છે, અને આ સૌ પ્રત્યેક ઇસમના વિચારો અને વર્તનોએ ઉભાં કરેલાં અદૃષ્ટો–કર્મોનાં પરિણામો હોય છે. અનેક ભિન્ન ભિન્ન સ્વભાવવાળા મનુષ્યો આપણા જોવામાં આવે છે, તેનું પણ એ જ કારણ છે. તે સૌ વાવેલાં કર્મની પરિપાક દશાનો તૈયાર થતો ફાલ છે; એ વાવેતર અત્યારે દેખાતી–ચાલુ જીંદગીનું જ છે એમ નથી, પણ તેની મર્યાદા તે અનંતકાળ જેણે જન્મ મરણના અસંખ્ય દ્વારો ઓળંગ્યા છે, અને જે અનંત ભવો પણ જોશે, ત્યાં સુધી પહોંચે છે, તે તેનો પોતાનો પાક લણશે અને પોતાના કર્માનુસાર મીઠાં અગર કડવાં ફળ ચાખશે.



ચારિત્ર ખીલવવા માટે જીવન એક મહાન શાળા રૂપે છે.

## તા. ૧૫ મી માર્ચ.

શુદ્ધ-નિર્દોષ વસ્તુઓનું વારંવાર ચિંતન કરેથી અંતઃકરણ પવિત્ર થાય છે.



મનુષ્ય એક વિચારવંત જીવ છે, અને તેની જીંદગી અને ચારિત્ર તે વારંવાર જેનો વિચાર કરે છે તે પરથી ઘડાય છે. અભ્યાસ, સંગત અને સહવાસ-મહાવરા વડે વિચારો વધારે સહેલાઈથી અને વારંવાર ઉપરાઉપરી આવવા કરે છે, અને એ રીતે તે સ્વાધીનગતિક (પોતાની મેળે ચાલે તેવું) કર્મ જેને ટેવ કહે છે તે ઉત્પન્ન કરી, અમુક દિશામાં ચારિત્રનું બંધારણ કરે છે. નિત્ય પવિત્ર વિચારોનું સ્મરણ કરેથી ધ્યાની પુરુષને શુદ્ધ અને ઉચ્ચ વિચારોની ટેવ પડે છે, જેથી શુદ્ધ અને ઉચ્ચ કર્મો તથા યથાન્યાય બજાવાતાં કાર્યો હાથ ધરાય છે. પવિત્ર વિચારોના નિરંતર રટણથી, તે તેવા વિચારોની સાથે છેવટે તન્મય થાય છે અને શુદ્ધાત્મા બને છે, અને તેના શુદ્ધ કર્મો તે અલૌકિક ગુણનો માણસ છે એ બતાવે છે.



વ્યવહાર જીવનમાં નિર્દોષપણું-એવી સાધુતા બતાવી આપવાથી ઐશ્વરી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

## તા. ૧૬ મી માર્ચ.

જે પોતાના મનને કાબુમાં રાખશે, તે તેના સર્વ દુઃખનો અંત આણશે.



પોતાની જાતને તારનાર કે મારનાર પોતે જ છે એવું મનુષ્ય જે વખતે સમજે છે તે દિવસ, તે નહીં ભુલાય તેવા દિવસને ધન્ય છે. તેના સઘળા દુઃખોનું અને અજ્ઞાનનું મૂળ તેના અંતરમાં જ છે, અને શાંતિ, જ્ઞાન તથા પવિત્રતા એ સહુનો ઝરો પણ ત્યાં જ હોય છે. સ્વાર્થી વિચારો, અપવિત્ર વાસનાઓ અને સત્યથી કલ્પાયલા નહીં એવાં (દૂષિત) કર્મો, એ જ ઝેરી—નાશકારક બીયાં છે કે જેમાંથી સઘળાં દુઃખો ઉદ્ભવે છે. એથી ઉલટું નિઃસ્વાર્થી વિચારો, નિર્દોષ આકાંક્ષાઓ, અને સત્યથી કલ્પાયલા મધુર કર્મો એ એવાં બીયાં છે કે જેમાંથી ઇશ્વરકૃપાનો સઘળો અનુભવ મળે છે ( એવું મનુષ્યને જે દિવસે સમજાય છે તે દિવસને ધન્ય છે ).



જે હુંપણું છોડશે ( સંયતેન્દ્રિય થશે ) તે, જ્યાં શાંતિનો વાસ છે તે પવિત્ર ધામ શોધી શકશે.

## તા. ૧૭ મી માર્ચ.

જે પોતાના મનને *નિર્મળ કરશે તે પોતાનું સઘળું અજ્ઞાન નાશ પમાડશે.



જે પોતાની જીભ વશ રાખી શકે છે તે બુદ્ધિવિષયક ક્ષેત્રમાં જીત મેળવનાર વાદકર્તા કરતાં મોટો છે; જે પોતાનું મન સારી રીતે કાબુમાં રાખે છે તે ઘણી પ્રજાઓના રાજા કરતાં મોટો છે; અને પોતાની જાતને–પોતાના દેહાભિમાનને પૂર્ણ તાબે રાખી શકે છે તે દેવો અને ફિરસ્તાઓ કરતાં મોટો છે. દેહનો ગુલામ થઇ રહેલો પુરુષ, જ્યારે એમ સમજે છે કે તેની જાતનો ઉદ્ધાર તેણે જ કરવાનો છે, "ત્યારે મનુષ્યત્વમાં રહેલા દૈવી ગુણના ગૌરવથી ઉન્નત થતો તે કહેશે કે "હવે પછી મારા શરીર રૂપી પ્રદેશનો હું માલિક થઇશ, અને (આજ સુધી હતો તેવો) તે કેદખાનાનો ગુલામ થઈ રહીશ નહીં.

મનુષ્યને જ્યાં સુધી આ ભાન થશે નહીં, અને તેનું આંતર્ જીવન ખંત રાખી શુદ્ધ કરવું તે શરૂ કરશે નહીં, ત્યાં સુધી શાશ્વત શાંતિનો માર્ગ તેને જડશે નહીં.



આત્મસંયમ અને આત્મજ્ઞાન વડે પૂર્ણ શાંતિ અને સુખવાળું જીવન પ્રાપ્ત થાય છે.

---

* કબીર—

મન એસો નિર્મળ ભયો, જેસો ગંગા નીર;
પિછે પિછે હર ફીરે, હય કબીર કબીર.

## તા. ૧૮ મી માર્ચ.

આંધરાઈ–વલોપાત એ આવેગની–આકસ્મિક પ્રવૃત્તિની દાસી છે, અને તેણે કોઇ મનુષ્યને કદાપિ સહાય કરી નથી.



ઉચ્ચ નીતિના નિયમો વિષે તથા નિત્ય જીવનમાં તે નિયમોને લાગુ કરવા ( અનુભવવા ) વિષે દરરોજ નિદાન એક કલાક શાંત ચિંતન કરવામાં તમે ગાળશો તો તમને ઘણો લાભ મળશે. એ રીતે તમે નિશ્ચલ, શાંત બળ ઉત્પન્ન કરશો અને ચોખ્ખી સમજશક્તિ તથા શુદ્ધબુદ્ધિ ખીલવશો. કાર્યો ઘણી ઉતાવળે કરી દેવા આતુર થશો નહીં. તમારી ફરજ પૂરેપૂરી બજાવો; નિયમિત અને હુંપણા વગરનું જીવન ગાળો; આવેગને કાબુમાં રાખો, અને તમારા કાર્યો, નીતિ અને ધર્મના સિદ્ધાન્તને અનુસરતા, અને નહીં કે તમારી મનોવૃત્તિ પ્રેરે તેવાં કરો; તે સાથે એટલી ખસુસ શ્રદ્ધા રાખજો કે તમારી ધારણા* વખત આવે પૂરેપૂરી પાર પડશે.



હમેશ લાયકાત મેળવતા જાઓ, અને જેમ જેમ દોષ રહીત થતા જશો, તેમ તેમ ઓછી ભૂલો કરશો અને ઓછી પીડા પામશો.

---

* અખો ભગત—

પુરણ પુન્ય હોય પાછલાં રે, નિત્ય નીમીત હરી ધ્યાન;
અનેક જન્મને આંતરે રે, તેને પ્રગટ મળે ભગવાન.

## તા ૧૯ મી માર્ચ.

ન્યાયી-સાત્વિક જીવન એ સત્યરૂપી-આત્મારૂપી રાજાનો મુકુટ છે, શાંતિરૂપી રાજદંડ તેનો રાજદંડ છે, અને મનુષ્ય જાતના હૃદયમાં તેનું તખ્ત છે.



હરેક હૃદયમાં બે જણા રાજ્ય ચલાવે છે; પણ તેમાંનો એક રાજ્યગાદી પચાવનાર અને જુલ્મી છે; તેનું નામ દેહાભિમાની જીવ છે; અને તેના વિચારો તથા કર્મો વૈષયિક, દ્વેષભાવનાવાળા, રાગી અને ચડસાચડસીના છે; બીજો જે હકદાર રાજા છે, તેનું નામ **સત્ય-આત્મા** છે, અને તેના વિચારો તથા કર્મો નિર્મળતા, પ્રેમ, નમ્રતા અને **શાંતિ**વાળા છે. હે ભાઈ, હે બહેન, તું કયા રાજાને નમીશ? તારા હૃદયમાં તેં કયા રાજાને સ્થાપન કર્યો છે? જો તું એમ કહીશ કે "હું **સત્યરૂપી-આત્મારૂપી** રાજાને નમું છું, અને મારા હૃયયના ગૂઢ પ્રદેશમાં મેં **શાંતિરૂપી** રાજાને સ્થાપ્યો છે," તો તારા આત્માનું ભલું થશે. જે પુરુષ અંતરમાં, દિવ્ય જગ્યાઓમાં તે **ન્યાયમૂર્તિરૂપી** રાજા શોધી કહાડશે અને તેનું હૃદય તેને નમન કરશે તે અમર થશે અને તેનું જીવન ધન્ય છે-તે ખરેખર પરમાનંદ ભોગવશે.



હૃદયના નિર્દોષપણામાં સત્તા વસે છે: જગતની સઘળી વસ્તુઓ તો માત્ર નામરૂપ-ચિહ્નો છે.

## તા. ૨૦ મી માર્ચ.

અંતરના દોષો અને મલિનતાઓ નિર્મૂળ કરેથી જ સત્યનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્ઞાન અને શાંતિનો બીજો માર્ગ નથી.



તે ગૂઢ—અગમ્ય શાંતિ એવી છે કે તેને કોઈ પણ બનાવ યા સંજોગ ડગમગાવી કે ઓછી કરી શકે તેમ નથી, કારણ એક તોફાન (વાવાઝોડા) પછી બીજા તોફાન દરમિયાન થોડા વખત જ શાંતિ હોય છે, તેવી કાંઇ આ શાંતિ નથી, એ તો જ્ઞાન વડે ઉદ્‌ભવેલી કાયમની શાંતિ છે. મનુષ્યોને આવી શાંતિ હોતી નથી, કારણ તેઓ સમજતા નથી, વળી તેઓ (આ શાંતિ કેવી હશે તે) જાણતા નથી. તેઓ સમજતા નથી અને જાણતા નથી તેનું કારણ એ કે તેમના પોતાના દોષો અને મલિન વાસનાઓને લીધે તેઓ અજ્ઞાન અને અંધ બની ગયા હોય છે. અનેઆ અવગુણો છોડવા નારાજ હશે ત્યાં સુધી તેઓ દૈવી નિયમોથી તદ્દન અણજાણ રહેવા જ જોઇએ.



જ્યાં સુધી મનુષ્યને વાસના વહાલી હોય, ત્યાં સુધી વિવેક-જ્ઞાન-તરફ હેત-વલણ થઇ શકે જ નહીં

## તા. ૨૧ મી માર્ચ.

આપણા પર પડતાં દુઃખો, કંઈક અંશે પણ, બીજાને લીધે હોય તો તે દુઃખો ગેરવ્યાજબી કહી શકાય.



આપણાં દુઃખો અને વિટંબણાઓ કેવળ આપણી પોતાની અજ્ઞાનતા અને અપકૃત્યો—ભૂલોનાં ફળ છે કે તે સહુ થોડે અંશે યા સર્વાંશે બીજાઓને લીધે યા બાહ્ય સંજોગેને લીધે આવી પડયાં છે ?

આપણાં દુઃખો વ્યાજબી છે, અને તે સહુ આપણી પોતાની અજ્ઞાનતા, દોષ અને કુકર્મનાં પરિણામ છે.

તમારૂં દુઃખ તમારા પોતામાંથી જ ઉદ્ભવે છે, તે સિવાય બીજું કાંઇ તમને નડતું નથી. જો એ પ્રમાણે ન હોય, જો કોઈ મનુષ્ય દુષ્કર્મ કરી બચી જાય અને તે કર્મનાં પરિણામ નિરપરાધી મનુષ્ય ભોગવે, તો ન્યાયરૂપી કાયદો ( જગતમાં ) એક છે જ નહીં એમ કહેવાય, અને આવા કાયદા સિવાય, જગત એક ક્ષણભર પણ નભી શકે નહીં: સર્વત્ર અંધકાર, તદ્દન અવ્યવસ્થા થાય. ઉપરચોટીએ જોતાં, મનુષ્યો બીજાને લીધે (બીજાના પાપનું પરિણામ) ભોગવે છે એમ દેખાય છે, પણ એ માત્ર ભ્રમણા છે, જે ભ્રમણા પૂરૂં જ્ઞાન મળેથી દૂર થાય છે.



મનુષ્ય બાહ્ય સંજોગોથી ઘડાતો નથી, પણ તે બાહ્ય સંજોગો રચે છે.

## તા. ૨૨ મી માર્ચ.

### સત્યના જ્ઞાનમાં સ્વાતંત્ર્ય–મુક્તિ છે.



મનુષ્યો દુઃખી થાય છે તેનું કારણ તેમને તેમનો દેહ વહાલો છે, અને ન્યાયમૂર્તિ વહાલી નથી. દેહ ઉપર પ્રીતિ થવાથી તેઓ તેમનાં બંધનો ચાહે છે, અને એજ કારણે તેઓ બંધનમાં આવી પડે છે. **નીતિ–ન્યાય ઉપર પ્રેમ રાખવો અને ન્યાય આચરવો એવી મુક્ત દશા છે** કે જે તેની જાત સિવાય–ત્હેના દેહાભિમાન સિવાય બીજું કોઈ છિનવી લઈ શકે તેમ નથી. બીજી સઘળી મુક્તિઓનો આમાં સમાવેશ થાય છે. નરેશ તેમજ ચાબખા ખાતો અને સાંકળે બંધાયલો (દેહરૂપી) બંદીવાન, તેના એક સરખા અધિકારી છે, અને જે આ મુક્ત દશામાં પ્રવેશ કરશે, તે દરેક બંધન તોડી નાખશે. આ રીતે બંદીવાન તેની ઉપર જુલમ ગુજારનાર (તેના જુલમગાર–દેહાભિમાન )ની હાજરીમાંથી ચાલ્યો જશે અને તે જુલમગાર તેને રોકી શકશે નહીં. આ રીતે નરેશ તેની આજુબાજુનાં ભોગવિલાસોથી ભ્રષ્ટ થતો અટકશે, અને ખરો નરેશ ( નર+ઈશ ) થશે.



ન્યાયી હૃદયને બહારના જુલમગાર દુઃખ દઈ શકે નહીં.

## તા. ૨૩ મી માર્ચ.

### નિષ્પાપીને આનંદ હોય છે.



વિવેકી મનુષ્ય સત્‌ને જાણે છે. તેને ચિંતા, ભય, નિરાશા અને અજંપો હોય જ નહીં. તે ગમે તે સ્થિતિમાં યા સંજોગમાં હોય, તોપણ તેની શાંતિમાં ખલેલ પડતી નથી, અને તે દરેક વસ્તુને વિવેકથી અને વિશાળ બુદ્ધિથી વશ કરે છે અને (પોતાને) અનુકૂળ કરે છે. તેને કશાથી ચિન્તા થતી નથી. તેના મિત્રો માંસથી ભરેલો દેહ છોડે તે વેળા તે જાણે છે કે તેઓ (ખરી રીતે જોતાં) સદાય હયાત છે, અને તેથી તેમણે ત્યજેલાં ખોખાં પાછળ તે શોક કરતો નથી. તેને કોઇ પીડા કરી શકતું નથી, કારણ જે અચળ છે–જેને ફેરફારો અસર કરી શકતા નથી, તેની સાથે તે એકરૂપ થઈ ગયો છે.

જે જ્ઞાનથી શાંતિ મળે છે, તે જ અવિચળ નિયમોનું જ્ઞાન છે. એ જ્ઞાન, નિર્દોષ સદાચાર અને ન્યાયના આચરણથી મળે છે, અને એ જ્ઞાનની સાથે એકરાગ થવાથી મનુષ્ય અજર અમર બની જન્મમરણના ફેરામાંથી મુક્ત થાય છે.



### નિર્દોષ મનુષ્યને શાંતિ હોય છે.

## તા. ૨૪ મી માર્ચ.

પ્રેમ, નમ્રતા, મૃદુતા, પોતાના પંડના દોષ, ક્ષમા, ધૈર્ય (ખામોશ) દયા, ઠપકો—આ આત્માના ગુણો છે.



દેહ ખુશામત કરે છે, **આત્મા** ઠપકો દે છે.

દેહ વિચાર કર્યા વગર (ઇન્દ્રિયોને) ભોગ કરાવે છે, **આત્મા** (તેમને) વિવેકપૂર્વક—ચતુરાઈથી કેળવે છે.

દેહને ભેદ, ગુપ્તપણું ગમે છે; **આત્મા** ચોખ્ખો અને નિખાલસ છે.

દેહ મિત્રે કરેલું નુકસાન સંભારી રાખે છે; **આત્મા** કટ્ટા દુશ્મનને માફી આપે છે.

દેહ ધાંધલીઓ અને ઉદ્ધત છે; **આત્મા** શાંત અને કૃપાળુ છે.

દેહનો સ્વભાવ—પ્રકૃતિ હરવખત બદલાય છે; **આત્મા** હમેશ શાંત હોય છે.

દેહ (ઇન્દ્રિયોને) અધીરાઇ અને ગુસ્સો શિખવે છે (જીવ અધીરો બને છે તથા ગુસ્સે થાય છે); **આત્મા** (તેમને) ધૈર્યથી અને શાંતિથી કબજે રાખે છે (આત્મા ધૈર્યવાળો અને શાંત છે).

દેહ અવિચારી છે, **આત્મા** વિચારશીલ છે.



તિરસ્કાર, અહંકાર, કઠોરપણું, બીજાપર દોષારોપ, વેર (ખાર) ગુસ્સો, નિર્દયતા અને ખુશામત—આ દેહના ગુણો છે.

## તા. ૨૫ મી માર્ચ.

**તમે જેટલા ઉન્નત અને પવિત્ર થયા હશો તેટલા પુરતા જ બીજાને સુધારી શકશો.**



**સત્યનું પ્રથમ જ્ઞાન થાય છે, અને પછીથી તેનો સાક્ષાત્કાર થાય છે. જ્ઞાન ભલે તરત થાય, પરંતુ તેના સાક્ષાત્કારની ક્રિયા હમેશ ઘણુંખરૂં ધીમે ધીમે પ્રકાશ આપવાની હોય છે. તમે એક બાળક છો એમ સમજીને પ્રેમ રાખતાં શિખવું જોઇશે અને તે અભ્યાસક્રમમાં જેમ વધતા જશો તેમ તમારામાં રહેલી દૈવી શક્તિ ખુલતી જશે. પ્રેમ એ દૈવી શક્તિ છે એમ ગણી તેનું નિરંતર સ્મરણ કરવાથી અને દિન પ્રતિદિન તમારા સઘળા વિચાર, વાણી અને કર્મો તેને અનુકૂળ કરેથી જ તમે પ્રેમ રાખતા શિખશો. તમારા વર્તન પર બારિક નજર રાખો, અને નિર્દોષ, નિઃસ્વાર્થ પ્રેમથી ઉદ્દભવ્યું નહીં હોય તેવું કાર્ય, મન, વાણી કે કર્મદ્વારા થાય ત્યારે એ દિશામાં હવે પછી વળતાં પહેલાં સાવચેતી રાખીશ એવો નિશ્ચય કરો. તેમ કરેથી દિવસે દિવસે તમે વધુ શુદ્ધ, વધુ કોમળ હૃદયના, વધુ પવિત્ર થશો, અને પ્રેમ રાખવો એ તો સહેલું છે એમ તરત સમજશો તથા તમારામાં રહેલી દૈવી શક્તિ અનુભવશો.**



**જ્યારે પ્રેમની ખરી ખુબી ખીલે છે અને હૃદયમાં પ્રગટ થાય છે, ત્યારે આત્માનું જ્ઞાન થાય છે—આત્માને ઓળખવામાં આવે છે.**

## તા. ૨૯ મી માર્ચ.

તમારા અંતરનો—અગમ્ય પ્રકાશ—તમારી આત્મવૃત્તિ જ્યાં દોરે ત્યાં શ્રદ્ધા રાખી જાઓ.



તમારી પોતાની ખોડખામીથી વાકેફ થવું એ હિતકારી છે, કારણ તે જાણી લીધેથી અને તેમને દૂર કરવાની જરૂર લાગેથી, તમે વહેલા મોડા તેમનાથી પર—તેમનાથી ઉંચા—ધર્મના અને નિઃસ્વાર્થ પ્રેમના પવિત્ર વાતાવરણમાં ફરશો. તમારૂં ભવિષ્ય નબળું છે એવા ખોટા વિચાર કરશો નહીં, અને ભવિષ્ય બાબત કાંઇપણ વિચાર કરતા જ હો તો તે ઉજ્જવલ હોવું જોઇએ, એવો વિચાર કરજો; તે ઉપરાંત તમારી રોજની ફરજ બજાવો, અને તે આનંદથી તથા નિઃસ્વાર્થ વૃત્તિથી કરતા રહો, એટલે દરરોજ તમને તેટલો આનંદ અને શાંતિ મળશે, અને તમારૂં ભવિષ્ય ઘણું સુખમય નિવડશે. તમારા દોષો દૂર કરવાનો સૌથી સારો ઉપાય એ છે કે, અંગત લાભનો વિચાર કર્યા સિવાય તમારી ફરજો એકનિષ્ઠાથી બજાવવી, તમારી શક્તિ મુજબ બીજાને સુખી કરવા પ્રયત્ન કરવો, સૌ સાથે માયા-ભાવથી રહેવું, તમારાથી બને તો દયાવૃત્તિનાં કામો કરવાં અને બીજાઓ તમારા સંબંધમાં ભુંડું બોલે અથવા એવું કૃત્ય કરે તો તેના સામે તમારે તેવાં થવું નહીં.



ચાલુ કાળમાં જ મન દઇ કામ કરો, અને પળેપળ, દરેક કલાક અને દરેક દિવસ આત્મસંયમ અને નિર્દોષ જીવનમાં ગાળો.

## તા. ૨૭ મી માર્ચ.

ન્યાયી પુરુષ અજીત છે. કોઇ પણ શત્રુ તેનો પરાભવ કરી શકે તેમ નથી.



ન્યાયી પુરુષ જેને કાંઇ ગુપ્ત રાખવાનું નથી, જેને સંતાડવું પડે એવાં કર્મો કરવાનાં નથી, અને બીજાઓને જાણવા નહીં દેવા જેવા વિચારો કે ઇચ્છાઓ મગજમાં લાવવાં નથી, તે નિડર હોઇ મ્હોં છુપાવતો નથી. તેનું પગલું ધીટ, તેનું શરીર ટટાર, અને તેની વાણી સરળ હોય છે: દ્વિઅર્થી હોતી નથી. તે કોઇથી બંચાતો નથી. જેણે કોઇનું પણ ભુંડું કર્યું ન હોય, તેને કોઇની પણ બ્હીક શાની હોય? જેણે કોઇને છેતર્યો ન હોય તેને કોઇની પાસે નીચું મ્હોં શા માટે ઘાલવું પડે? કંઇ પણ અનિષ્ટ એના હાથે નહીં થવાથી, તેનું અનિષ્ટ કોઇથી કદી પણ થાય નહીં. કોઇ પણ રીતની છેતરપીંડી નહીં કરવાથી તેને કોઇ છેતરી શકે નહીં. અસત્ સતને જીતે, પાપ પુણ્ય ઉપર ફાવી જાય એ કદી બને નહીં. અને તે કારણે ન્યાયી પુરુષને અન્યાયી પુરુષ હલકો—નીચો પાડી શકે જ નહીં.



જેનું હૃદય સૌ સાથે મળી ગયું છે તેને અશાંતિ કે ત્રાસ હોય જ નહીં.

## તા. ૨૮ મી માર્ચ.

દ્વેષ દેવો અને ધિક્કાર કરવો, તેના કરતાં પ્રીતિ રાખવી એ હિતકર છે.



( કોઇ કોઇ વાર ) મનુષ્યને ગુસ્સો ચઢી આવે છે. જે "ગુસ્સો સકારણ" હોવાનું કહેવાય છે. તે વ્યાજબી જણાય છે ખરો, પરંતુ નીતિ નિયમોના-વર્તનના ઉચ્ચ પદક પરથી (જ્ઞાનદૃષ્ટિથી) વિચાર કરતાં તે વ્યાજબી નથી એમ જણાય છે. કોઇને અન્યાય થતો હોય અથવા દુઃખ દેવાનું હોય, તે સામે ગુસ્સો બતાવવો એ ઉચ્ચ ખવાસનું લક્ષણ છે. અને એ વર્તન બેપરવાઇ કરતાં ખરેખર ઉચ્ચ અને ઉમદા છે; પરંતુ તેથી વધુ ઉંચી અમીરાઇ પણ છે, જે પરથી એમ સમજાય છે કે ગુસ્સાની કદી પણ જરૂર નથી, અને તેની જગોએ જો પ્રેમ અને મૃદુતાથી કામ લેવાય તો અન્યાય વધુ સરળતાથી દૂર થાય છે. જેને નુકસાન થયું હોય તેના પર દયા લાવવી જોઇએ; પણ જે પુરુષ અન્યાય કરે છે તેની આપણે વધુ દયા ખાવી જોઇએ; કારણ તે અજ્ઞાનથી તેનાં (ભવિષ્યનાં) દુઃખનો ટોપલો ભરે છે; જે અન્યાયરૂપી બીજ તે વાવે છે, તેનું ફળ તેને મળવું જ જોઇએ.



જ્યારે દૈવી દયાની ખુબીનું પૂર્ણ રીતે જ્ઞાન થાય છે, ત્યારે ક્રોધ અને સઘળી જાતના વિકારો આપણી ઉપર સત્તા ચલાવતા અટકે છે.

### તા. ૨૯ મી માર્ચ.

જે મનુષ્ય સારૂં કામ કરવા ઇચ્છા રાખે છે, છતાં તેવું કામ કરતો નથી તે એ રીતે ઉંચું પદ પામતો નથી, પણ અધોગતિએ પ્હોંચે છે–તેની યોગ્યતા ઘટે છે.



**સદાચાર–ભલમનસાઈ** એક નબળો–નિરસ ગુણ લેખવાનો નથી, એ તો **અંતરનો–અગમ્ય સદ્‌ગુણ** છે, જેના બળ અને સત્તા ખુલ્લા પરિણામ રૂપ છે; તેથી ભલો–સદાચારી પુરુષ કમઅક્કલ હોતો નથી, અને કમઅક્કલ પુરુષ સદાચારી હોતો નથી.

બીજા મનુષ્યજીવો તરફ તિરસ્કારયુક્ત નજરે આપણે જોવું નહીં, પરંતુ આપણું પોતાનું જીવન અને વર્તન કેવાં છે, તેનો ખ્યાલ પરિણામો ઉપરથી જોઇ શકીએ. એ તો ચોકસ સમજી લેવું કે કુકર્મ કરનારને તેનું કુકર્મ પીડા આણે છે, જે તુરત દેખાઈ આવે છે, અને સદાચારી પુરુષને તેના સદાચારથી સુખ નીપજે છે.

એ તો ખરૂં છે કે કોઇ પુરુષ અધર્મી હોવા છતાં લીલા વડવૃક્ષની પેઠે ફાલે; પણ તે સાથે આપણે એટલું યાદ રાખવું કે તે વડનું ઝાડ આખરે સુકાઈ જાય છે અગર કપાય છે. આવું જ તે અધર્મી પુરુષનું ભાવિ સમજવું.



મહાત્મા ઉચ્ચ ચરિત ન હોય એ અસંભવિત છે. અને તેમ હોઈ શકે જ નહીં.

## તા. ૩૦ મી માર્ચ.

સદાચારથી વધુ ઉત્તમ હોય એવું કાંઇ જાણવામાં નથી.



મનુષ્ય જાતના ગુરૂઓ થોડા હોય છે. આવા ગુરૂના આગમન સિવાય હજારો વર્ષ ચાલ્યાં પણ જાય; પણ જ્યારે ખરા સદ્‌ગુરૂ પધારે છે, ત્યારે તેમના વિશેષ ગુણનું અભિજ્ઞાન તેમના જીવનદ્વારા જણાય છે. તેમનું વર્તન અવરજનોથી જુદું હોય છે. તેમનો બોધ કોઈ મનુષ્ય યા પુસ્તકદ્વારા મેળવેલો હોતો નથી; એ તો એમના પોતાના જીવનમાં મેળવેલા અનુભવો ઉપરથી તેઓ આપે છે. ગુરૂજી તેવું જીવન પ્રથમ ગાળે છે, અને તે પછી બીજાઓ તે મુજબ શી રીતે રહે તે શિખવે છે. તેમના શિક્ષણની–જ્ઞાનોપદેશની સાબિતિમાં–સાક્ષીમાં તેઓ પોતે–તેમનું જીવન છે. મનુષ્ય જાત અસંખ્ય ઉપદેશકોમાંથી એકને જ છેવટે ખરા ગુરૂ તરીકે માને છે, અને આ પ્રમાણે જે માન પામી ઉચ્ચ પદ મેળવે છે તે જ ઈશ્વર હોવાનું મનાય છે.



સઘળા ધર્મોની શ્રેષ્ઠ નેમ, મનુષ્યોએ કેવું જીવન ગાળવું તે શિખવવાની છે.

## તા. ૩૧ મી માર્ચ.

સઘળા સ્વાર્થી વિચારથી પ્રેમ અત્યંત અળગો છે–પ્રેમમાં સ્વાર્થ હોતો જ નથી, અને પ્રેમી જીવન ગાળી શકાય છે.



**જગદ્‌ગુરૂએ** જગતને નિયમોનો એક સંગ્રહ આપ્યો–અમુક નિયમો બાંધી આપ્યા, કે જે પાળવાથી સર્વ મનુષ્યો પરમાત્માના પુત્રો થઈ શકે, પૂર્ણ–નિર્દોષ જીવન ગાળી શકે. આ નિયમો યા નીતિવચનો એવાં સહેલાં, સરળ અને ભૂલથાપ નહીં ખવાય તેવાં છે કે તે સમજવામાં ખોટો અર્થ–ગેરસમજ થાય જ નહીં. તે એવા સાદા અને સ્પષ્ટ છે કે એક અભણ બાળક પણ તેનો ખુલાસો સહેલાઈથી ગ્રહણ કરી શકે. મનુષ્યના નિત્યનિયમ સાથે તે સઘળાનો ઉઘાડો સંબંધ છે, અને મનુષ્યજીવ તેની પોતાની રહેણીમાં તેનો ઉપયોગ કરી શકે. આ નિયમો હેતુપુરઃસર નિત્યજીવનમાં પાળવા એ તેના જીવનની પૂરી ફરજ છે, અને તેમ થયેથી મનુષ્ય જીવને તેનાં દૈવી ઉત્પત્તિ અને સ્થિતિનું, ઈશ્વર–પરમ કૃપાનિધિની સાથેની તેની એકતાનું (તદ્રૂપતાનું) જ્ઞાન પ્રાપ્ત થાય છે.



સદાચાર એ દૈવી ગુણ છે એમ સર્વ ઠેકાણાના મનુષ્યો પોતાના ગૂઢ હૃદયમાં સમજે છે.

## તા. ૧ લી એપ્રીલ.

**મનુષ્યના ચારિત્ર્ય, આત્મા અને જીવનથી તેના વિચારો અને કર્મો જુદાં હોય એ સંભવતું નથી.**



દરેક મનુષ્ય, તે જે વિચારો કરે છે અને કર્મો આચરે છે, તેના મનની જે સ્થિતિ હોય છે, અને જે જીવન તે ગુજારે છે, તેને માટે જુમ્મેદાર છે. કોઇ પણ સત્તા, કોઇ પણ બનાવ, કોઇ પણ સ્થિતિ તેને દુષ્ટ કામમાં અથવા દુઃખી અવસ્થામાં ઘસડી શકે તેમ નથી. પોતાની જાતને ઘસડનાર તે પોતે જ છે. તે તેની ઇચ્છા મુજબ વિચાર કરે છે અને વર્તે છે. કોઇ પણ જીવ, પછી તે ગમે તેવો બુદ્ધિશાળી યા મહાન્ હોય–ભલેને **પરમાત્મા** પોતે હોય–તેઓ પણ તેને સદાચારી અને સુખી કરી શકે તેમ નથી. તેણે પોતે જ સદ્‌વસ્તુ પસંદ કરવી જોઇએ અને એ રીતે સુખી જીવન શોધવું જોઇએ.

આ વિજયી–પૂર્ણ જીવન, જેઓ અધમ દશાઓથી સંતોષ માને છે તેમને સારૂ નથી; એ તો જેઓ તે સારૂ લાલસા ધરાવે છે, અને તે મેળવવા રાજી હોય છે તેમને વાસ્તે છે. જેમ કંજુસ માણુસ પૈસા માટે, તેમ જેઓ નેકી વાસ્તે આતુર હોય છે, તેમને સારૂ તે જીવન છે. તે હમેશ આપણી નજીક છે, અને સૌ કોઈ તેનો અંગિકાર કરી શકે તેમ છે. જેઓ તેને સ્વીકારે છે અને માન આપે છે, તેમનું જીવન ધન્ય છે. તેઓ **સત્યની દુનિયામાં–સત્યલોકમાં** દાખલ થશે, તેઓ પૂર્ણ શાંતિ મેળવશે.



**પાપ કરવું અને દુઃખ ભોગવવું, એથી વધુ વિશાળ, ઉચ્ચ, ઉમદા, દૈવી જીવન છે.**

## તા. ૨ જી એપ્રીલ.

### મનુષ્યજીવ જેવા વિચાર કરે છે તેવો તે થાય છે.



મનુષ્યનું જીવન ખરૂં, તેના વિચારો ખરા, તેના કર્મો ખરા. જે વસ્તુઓ છે-જે આપણા જોવા જાણવામાં છે, તે સંબંધમાં તપાસ કરવા રોકાવું એ ડહાપણનો માર્ગ છે. મનુષ્યને તેના મન અને વિચારથી જુદો, દૂર કે ઉંચે ધારવો એ તરંગી-કાલ્પનિક કહેવાય, અને તે વાસ્તવિક નથી. જે વસ્તુઓ નથી, તેનું ધ્યાન ધરવામાં ગુંથાવું એ મૂર્ખાઇનો માર્ગ છે.

મનુષ્યને તેના મનથી જુદો પડાય તેમ નથી; તેનું જીવન તેના વિચારોથી જુદું કરાય તેમ નથી. મન, વિચાર અને જીવન એ પ્રકાશ, ભભક અને રંગની માફક એકમેકથી જુદા પડાય તેમ નથી. આ વસ્તુઓ પોતાનું બધું કામ સહાય વગર કરી શકે તેવી છે, અને તેમનામાં તેમને લગતા સઘળા જ્ઞાનનો પાયો છે.



જીવન ગાળવું એટલે વિચાર કરવો અને વર્તવું: અને વિચાર કરવો અને વર્તવું એટલે (જીવનમાં) ફેરફાર કરવો.

## તા. ૩ જી એપ્રીલ.

મનુષ્યને ( આત્મા રૂપે નહીં પરંતુ ) મન રૂપે ગણતાં તેમાં ફેરફાર થવા પાત્ર છે. એ કાંઈ માટીના ઘડા પેઠે "ઘડી રાખ્યો" હોતો નથી, કે એની છેવટની પૂર્ણ દશા હોતી નથી, પણ તેનામાં પ્રગતિની-વૃદ્ધિની શક્તિ રહેલી હોય છે.



*હૃદયશુદ્ધિ, સદ્વિચારનું મનન અને સદાચારી વર્તન, આ સહુ ઉચ્ચ ઉમદા વિચારની પ્રેરણા નહીં તો બીજું શું છે ? વધુ સત્તાવાળા, વધુ ઉપયોગી, વધુ સુખશાન્તના ઉંચા પ્રદેશોમાં લઇ જાય એવા વિચારો મન દઈ પસંદ કરવા માટે આ ઉત્તેજક બળો મનુષ્યોને પ્રેરે છે.

મહત્વાકાંક્ષા, ધ્યાન-ચિંતન, ભક્તિ—આ જ મુખ્ય ઉપાયો મનુષ્યોએ સર્વ કાળમાં જ્ઞાનના વધુ વિશાળ પ્રદેશ, શાંતિની વધુ ખુલ્લી હવા, વિચારની ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરવા હાથ ધર્યા છે. કારણ, તેના અંતઃકરણમાં તે જેવા વિચાર કરે છે તેવો તે થાય છે. વિચારની નવીન ટેવો ( સદ્વિચારો ) મનમાં ઉત્પન્ન કરેથી, વિચારશક્તિના નવીન ઉપયોગ કરનાર થયેથી, નવીન મનુષ્ય થયેથી તે તેના પાપ અને દુઃખથી પોતાની જાતને ઉગારી લે છે.



મનુષ્યના જીવનમાં તેના દરેક વિચારથી રૂપાંતર થાય છે. દરેક અનુભવ તેના ચારિત્ર્ય પર અસર કરે છે.

---

* કવિ છોટમ—

ઉપર શુદ્ધિ થાય સ્નાનથી, મન શુદ્ધ થાયે જ્ઞાને;
બાહ્યાભ્યંતર રહે નિરમળો, કરતાં પ્રભુને ધ્યાને.

## તા. ૪ થી એપ્રીલ.

ફકત સદ્‌વિચારોની પસંદગી, અને અવશ્ય કરીને સત્કર્મોનું આચરણ જ્ઞાનના માર્ગે દોરે છે.



લોકસમૂહ, તેમના આધ્યાત્મિક સ્વરૂપ બાબત અણજાણ હોવાથી પોતાના વિચારના—મનના વેગના ગુલામ હોય છે. પરંતુ જ્ઞાની પુરુષ વિચારનો સ્વામી હોય છે. જનસમૂહ આંધળાની પેઠે દોરાય છે, જ્યારે જ્ઞાની વિવેકપૂર્વક પોતાનો રસ્તો પસંદ કરે છે. જનસમૂહ તાત્કાળિક સુખનો અને આનંદનો વિચાર કરી આવેગને તાબે થાય છે, જ્યારે જ્ઞાની જે અવિનાશી—પરમ સત્ છે તેના પર આધાર રાખી પોતાના આવેગ પર કાબુ રાખે છે અને હુકમ ચલાવે છે. જનસમૂહ અંધ આવેગને તાબે થઈ નીતિનિયમ તોડે છે, જ્યારે જ્ઞાની મનોવેગને તાબે કરી નીતિનિયમ પાળે છે. જ્ઞાની પુરુષ જીંદગીના બનાવોને—વસ્તુસ્થિતિને અનુકૂળ હોય છે. વિચારનું સ્વરૂપ તે જાણે છે. તેના જીવનનું સૂત્ર—કાયદો તે સમજે છે અને તે મુજબ વર્તે છે.



ચારિત્ર્ય. દશા (સ્થિતિ). જ્ઞાન એનો નિર્ણય વિચાર ઉપર રહેલો છે. (જેવા વિચાર તેવું ચારિત્ર્ય. તેવી દશા. તેવું જ્ઞાન થાય છે.)

## તા. ૫ મી એપ્રીલ.

કાયદો કેટલાકને લાગુ પડે અને બીજાને નહીં, એમ બની શકે નહીં. તે બધાને એક સરખી રીતે લાગુ પડે છે; તે નહીં પાળવાથી આપણને દુઃખ થાય છે, તે પાળેથી આપણે સુખી થઈએ છીએ.



આપણા સત્કર્મના પરિણામે સુખનો ઉપભોગ આપવામાં (પ્રભુની) જેવી કૃપા છે, તેવી જ ખોટા કર્મની શિક્ષા આપવામાં પણ છે (એમાં પણ અંતે પરિણામ સારૂં જ હોય છે). આપણા અજ્ઞાન અને પાપના ફળથી આપણે બચી જઈએ તો સઘળી નિશ્ચિંતતા જતી રહે અને એકે આશરો રહે નહીં; કારણ એ રીતે તો આપણા વિવેકજ્ઞાન અને સદાચારના પરિણામનો લાભ પણ મળે નહીં. આવી યોજના તો તરંગી અને ક્રૂર કહેવાય; અને કાયદો તો ન્યાય અને દયાની વ્યવસ્થા છે.

ખરેખર, **શ્રેષ્ઠ કાયદો અક્ષય દયાનું–અનંત મંગળ મૂર્તિનું** દૈવત છે. તેનો અમલ અચૂક થાય છે, અને તેનો વખત આવે ત્યારે, ગમે તે કાળે (અનંતકાળ સુધી) લાગુ પડે છે. તે નિયમ બીજો કોઈ નહીં પણ "**શાશ્વત**, હમેશ પૂર્ણ, અને નિરંતર નિરંકુશ વહેતો **પ્રેમ**", જેનું સર્વ પ્રજા યશોગાન કરે છે તે છે; જેને **બુદ્ધમાર્ગીઓ**ની કવિતામાં અને આજ્ઞાપત્રીમાં "**દયાનિધિ–દયાસાગર**" ના નામથી આલેખેલો છે.



જે કંઇ પણ દુઃખ આપણે ખમીએ છીએ તેથી દૈવી વિધાના જ્ઞાન તરફ આપણે વધુ ને વધુ જઇએ છીએ–એથી દૈવીઘટના વધુ સમજાય છે.

## તા. ૬ ઠ્ઠી એપ્રીલ.

સંસારની અંતર્ વ્યવસ્થા બાબત બ્રહ્માંડ સંબંધી જ્ઞાન ધરાવ-
નારા બડબડાટ કરતા નથી–સઘળું શાંતિથી સહે છે.



જગતના સદસત્‌ના કાયદાને બુદ્ધભગવાન હમેશ એક ઉત્તમ કાયદો ગણતા. તે યોગ્ય નથી એવો વિચાર માત્ર થાય તો તે ખરેખર સમજાયો નથી એમ ખરેખર કહી શકાય; કારણુ તેમાં દોષનો અંશ માત્ર નથી, ક્રૂરતાનું એક પણુ તત્વ નથી. વજ્ર હૃદયના રાક્ષસની માફક તેનું કામ નબળાને છુંદી અને અજ્ઞાનીને મારી નાખવાનું નથી; તે દિલાસાભર્યો પ્રેમરૂપ અને પરહિત સારૂ દયાશીલ હોઈ સૌથી ગરીબને ઈજાથી બચાવે છે, અને સૌથી બળવાનને તેના બળનો કેવળ દુરૂપયોગ કરતાં વારે છે. તે સઘળા પાપનો નાશ કરે છે, અને સઘળી સદ્વસ્તુનો બચાવ કરે છે. ન્હાનામાં ન્હાના કણુને તેની સંભાળ હેઠળ તે લે છે, અને અઘોરતમ પાપનો ફુંક માત્રથી –પળવારમાં નાશ કરે છે. એ પ્રમાણે (જ્ઞાનદૃષ્ટિથી) જોતાં આંખને પરમાનંદ થાય છે; એ પ્રમાણે સમજવું એ સ્વર્ગીય સુખ છે. જેઓ (જ્ઞાનદૃષ્ટિથી) જુએ છે અને સમજે છે તેઓ શાંત હોય છે, તેઓ હમેશ આનંદમય હોય છે.



વિવેકજ્ઞાનવાળો મનુષ્ય દૈવી નિયમને અનુસરાય તેવી રીતે પોતાની ઇચ્છાને તાબે કરે છે અને મનોવૃત્તિને વાળે છે.

## તા. ૭ મી એપ્રીલ.

**પાપની લાલચોથી દૂર રહો–ઉંચે ચઢો, અને જ્ઞાનમંદિરમાં–પરમહંસજીવનમાં દાખલ થાઓ.**



જગતના ફેરફારની ક્રિયામાં એક વાર એવો વખત આવે છે કે જ્યારે પાપ ઘટવાથી અને સત્કર્મ વધવાથી મનમાં એક નવી દૃષ્ટિ, નવી ચેતના–સત્યનિષ્ઠા, નવું મનુષ્યત્વ સ્ફુરે છે. જ્યારે આ સ્થિતિએ પ્હોંચાય છે ત્યારે સંત પુરુષ ઋષિ બને છે, માનવ જીંદગી–સંસારમોહ છોડી, તે દૈવી જીવન ધારણ કરે છે. તેનો "નવો જન્મ થાય છે," અને તેને નવા અનુભવો મળે છે. તે એક નવી સત્તા ધારણ કરે છે; તેની આધ્યાત્મિક દૃષ્ટિ આગળ એક નવી સૃષ્ટિ ખડી થાય છે. આ સર્વોત્તમ–**પરમહંસ**ની ભૂમિકા છે. આને હું **પરમહંસ-પદ** કહું છું.

આ **પરમહંસપદે** પ્હોંચાય ત્યારે હું, મારૂં–તારૂં, એવા મમત્વમાં રચીપચી રહેતો જીવ છુટો થાય છે, અને તેને દૈવી જીવનનું ભાન થાય છે, પાપથી મુક્તિ મળે છે અને **સત્** સર્વમય થઇ રહે છે–(બધામાં એક જ **આત્મા** રમી રહ્યો **છે** એવું તેને જ્ઞાન થાય છે.)



**જેમ રાગવૃત્તિ–ક્રોધ. દેહાભિમાની જીવનનું લક્ષણ છે તેમ શાંતિ સર્વોત્તમ જીવનનું લક્ષણ છે. ( પરમહંસ જીવનની કુંચી છે. )**

## તા. ૮ મી એપ્રીલ.

જ્યારે પૂર્ણ સત્ય અનુભવાય છે અને સમજી શકાય છે ત્યારે શાંત અંતર્દ્દષ્ટિ માપ્ત થાય છે.



પરમહંસ—સર્વોત્તમ જીવનનો આધાર રાગવિરાગ પર નહીં, પરંતુ અમુક ધોરણ—સિદ્ધાન્તો પર રહેલો છે. તેનું બંધારણ ક્ષણિક વેગો પર—મનની મોજ પર નહીં, પણ શાશ્વત નિયમો પર રહેલું છે. તેના શુદ્ધ વાતાવરણમાં સઘળી ચીજોનો ક્રમ નિયમાનુસાર દેખાય છે, જે જોવાથી પશ્ચાત્તાપ, ચિન્તા કે દુઃખનો વાસ રહેતો નથી. મનુષ્યો જ્યારે પોતાના દેહના મોહમાં મચેલા રહે ત્યારે તેઓ જંજાળથી દબાયલા હોય છે, ઘણી ચીજો પાછળ ચટપટી રાખે છે. સૌથી વધારે તો તેઓ પોતાના ન્હાના—નિર્જીવ, દબાઇ ગયલા, દુઃખથી ઘેરાયલા જીવ સારૂ ઉચ્ચાટ રાખે છે; કારણ તેના ક્ષણિક ભોગવિલાસો સારૂ, તેના રક્ષણ અને નભાવ સારૂ અને તેની કાયમની સલામતી તથા સતત વાસ સારૂ તેઓ ચિન્તાતુર હોય છે. જ્ઞાની અને સદાચારી પુરુષ આ સૌની પાર ગયો હોય છે. સાર્વજનિક કામો આગળ અંગત લાભોને તે કોરે મુકે છે અને તેથી કરીને તેના પોતાના ભાવિ અને ભોગવિલાસોને લગતી ચિન્તા, શ્રમ અને સંતાપ, રાત્રીના ચંચળ સ્વપ્નાની પેઠે ઉડી જાય છે.



(જ્યારે પૂર્ણ સતનું જ્ઞાન થાય છે ત્યારે) વિશ્વમાં સત્ દેખાય છે.

## તા. ૯ મી એપ્રીલ.

પાપવૃત્તિ એ એક અનુભવપ્રાપ્ત જ્ઞાન છે, એનામાં કાંઈ સત્તા નથી.



જગતમાં પાપવૃત્તિ એક સ્વતંત્ર શક્તિ હોત તો તેનો કોઇ જીવથી પરાભવ થઈ શકત નહીં. જો કે એક સત્તારૂપે તે ખરી વસ્તુ નથી, પણ એક અવસ્થા, એક અનુભવરૂપે તે ખરી છે, ( એ સ્થિતિ પણ આવે છે અને એના પ્રભાવનો અનુભવ પણ બરોબર મળે છે ) કારણ સઘળો અનુભવ સત્યના રૂપે છે. તે અજ્ઞાનની—અવિકાસની અવસ્થા છે અને તેથી જેમ બાળકનું બુદ્ધિવિષયક અજ્ઞાન, દિનપરદિન વધતા જતા જ્ઞાન આગળ દૂર થાય છે, જેમ ઉગતા પ્રકાશ—અરૂણોદય આગળ અંધકાર નાશ પામે છે, તેમ જ્ઞાનના પ્રકાશ આગળ તે પાપ-વૃત્તિ ખસી જાય છે અને અંતર્ધ્યાન થાય છે.

જેમ જેમ શુભ આચારવિચારના નવા નવા અનુભવો જ્ઞાનની ભુમિકા પર ચઢી કબજો કરતા જાય છે, તેમ તેમ પાપવાસનાના અનુભવો—દુઃખદ અનુભવો જતા રહે છે.



દેહાભિમાનના રાજ્યથી પર અને દૂર હોય તે જ સર્વોત્કૃષ્ટ મનુષ્ય કહેવાય. તેણે પાપવૃત્તિ કોરે મુકી હોય છે.

## તા. ૧૦ મી એપ્રીલ.

જે કાંઇ સદાચારી પુરુષ પર આવી પડે છે, તેથી તેને દુ:ખ કે ગભરાટ થતો નથી, કારણ તે શાથી અને ક્યાંથી ઉદ્‌ભવ્યું તે તે જાણે છે.



દેહાભિમાની જીવનમાંથી તે ઉચ્ચ સ્થિતિએ પ્હોંચ્યો તે જીવનના પર નજર કરતાં, દૈવી ચેતનાવાળો પુરુષ એટલું જુએ છે કે તે જીવનના સૌ દુ:ખો, તેના ગુરૂ રૂપે શિખામણ દેતા હતા, અને તેને ઉર્ધ્વ માર્ગ તરફ દોરવતા હતા, અને તેમનું રહસ્ય તે જેટલું ઉકેલી શકયો, અને તેમનાથી પોતાની જાતને તારી શકયો, તેટલા જ પ્રમાણમાં દુ:ખો તેનાથી દૂર થયાં છે. તેને શીખવવાનો, તેને સન્માર્ગે દોરવવાનો તેમનો હેતુ-તેમનું કામ પૂરૂં થવાથી તેઓ તેને તે ક્ષેત્રમાં વિજેતા તરીકે-પૂર્ણ સ્વામી તરીકે મુકી ગયા; કારણ નિચલા ધોરણવાળો ઉપરના ધોરણ વાળાને શિખવી શકે નહીં; અજ્ઞાનથી જ્ઞાનનો ઉકેલ થાય નહીં, પાપથી પુણ્ય પર પ્રકાશ પડે નહીં, અને શિષ્ય તેના ગુરૂને પાઠ આપી શકે નહીં. જે પગથીએથી ચઢયા તે પગથીઉં ઉપલા પગથીઆને પ્હોંચી શકે નહીં. પાપવાસના તો તેના કુંડાળામાં શિખવી શકે, ત્યાં તે ગુરૂરૂપે મનાય છે. પુણ્યવાસનાના ક્ષેત્રમાં તેનો પગ નથી તેમ સત્તાએ નથી.



સત્યના ધોરી માર્ગ પર ચઢેલા પ્રતાપી મુસાફર પાપને આધીન થવું એ સમજતો જ નથી: તે તો પુણ્યને નમન કરવું માને છે.

## તા. ૧૧ મી એપ્રીલ.

જે બીજાને જીતે તે શૂરવીર ગણાય, પણ જે પોતાની જાતને જીતે છે-મનને વશ કરે છે તે મોટો મહાત્મા છે.



દેહાભિમાન પર જીત મેળવેથી પૂર્ણ શાંતિ પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી બહારના ઝનુની-તોફાની વાતાવરણથી કંટાળી દૂર જવાની ખાસ અગત્યતા તે જોતો નથી અને અંતરની પાપવૃત્તિ સામે પ્રબળ લઢત ચલાવવાની શરૂઆત કરતો નથી ત્યાં સુધી, મનુષ્યજીવ ઉપલી વાત સમજી શકતો નથી, તેને પ્હોંચી શકતો નથી. જગતનો શત્રુ બહાર નહીં પણ અંતરમાં છે, તેના પોતાના અનિયમિત વિચારો ગરબડ અને તોફાનના મૂળ છે, તેની પોતાની અપવિત્ર વાસનાઓ તેની શાંતિમાં અને જગતની શાંતિમાં ખલેલ પાડનાર છે, એવો જેને અનુભવ થયો છે તે ભક્તિમાર્ગે પર ચઢી ચુકયો છે એમ સમજવું.

જે મનુષ્યે દુર્વાસના અને ક્રોધ, તિરસ્કાર અને અહંકાર, સ્વાર્થવૃત્તિ અને લોભ જીત્યા, તેણે જગત જીત્યું.



જેણે બીજાના ઉપર જીત મેળવી છે તેને કોઇ વાર હારવું પણ પડે; પણ જેણે પોતાના દેહાભિમાન પર જીત મેળવી છે તેને કોઇ તાબે કરી શકે નહીં.

## તા. ૧૨ મી એપ્રીલ.

**બળ અને ક્રોધ ઝનુન અને બ્હીક ઉત્પન્ન કરે છે, પણ પ્રેમ અને શાંતિ બીજાના અંતઃકરણ પર અસર કરે છે અને તેને સુધારે છે.**



જે બળજોરીથી હાર્યો હોય તેનું હૃદય તેથી હાર્યું હોતું નથી; વખતે, પહેલાં કરતાં તે વધુ દ્વેષભાવ પણ રાખતો થાય: પણ જે શાંતિરૂપી ભાવનાથી હાર્યો હોય તેનું હૃદય તેથી બદલાય છે. જે એક વેળા શત્રુ હતો તે મિત્ર બને છે.

નિર્દોષ અંતઃકરણવાળા અને વિવેકજ્ઞાની પુરુષોના હૃદયમાં શાંતિ વસે છે, તે તેમનાં કર્મોમાં પ્રવેશ કરે છે–તેમનાં કર્મો પણ તેવી શાંતિવાળાં હોય છે. તેમના જીવનમાં તેનો તેઓ ઉપયોગ કરે છે. તે કલહ કરતાં વધુ બળવાન છે; જ્યાં બળ ફાવે નહીં ત્યાં તે ફાવે છે. તેની પાંખો ન્યાયી પુરુષોનું રક્ષણ કરે છે. તેના રક્ષણ હેઠળ નિર્દોષ જીવોને ઇજા પડતી નથી. સ્વાર્થી તકરારની ટપાટપીમાં તે એક નિર્ભય આશરો દે છે. તે હાર પામેલાઓને રક્ષણના એક સ્થાન રૂપ, ભુલા પડેલાને એક મકાન રૂપ, અને નિર્દોષ જનો સારૂ મંદિર રૂપે છે.



**જ્યારે દૈવી સદાચાર આચરવામાં આવે છે, ત્યારે જીવન સુખમય બની રહે છે. સુખી અવસ્થા એ સદાચારી મનુષ્યનું સાધારણ જીવન છે.**

## તા. ૧૩ મી એપ્રીલ.

જેણે દૈવીપ્રેમ અનુભવ્યો છે તે નવું જીવન ગાળે છે.



જેઓ દેહાભિમાન ત્યજી દેવાને તૈયાર છે અને જેઓ તે ત્યજવાથી શું ફળ આવશે તેની વિશાળ ભાવના સમજવા નમ્રપણે તૈયાર છે, તેમને આ પ્રેમ, આ જ્ઞાન, આ શાંતિ, હૃદયની અને મનની આ સ્વસ્થ સ્થિતિ પ્રાપ્ત થાય છે, અને તેમનાથી અનુભવાય છે. જગતમાં નિરંકુશતાનું રાજ્ય નથી-જગતનો કારભાર ગેરકાયદેસર ચાલતો નથી. દૈવના જબરાંમાં જબરાં બંધનો જેમાં મનુષ્યો સપડાયલા હોય છે તે તેમના દેહાભિમાને જ ઘડેલાં હોય છે. જ્યાંથી દુઃખો જન્મે છે-જે દુઃખોનું મૂળ છે તેની સાથે મનુષ્યો બંધાયલા છે, કારણ તેમને તેવી સ્થિતિ ગમે છે, તે બંધનોમાં તેમને મોહ છે, તેઓ એવું ધારે છે કે તેમની ન્હાની દેહરૂપી અંધારી કોટડી મધુર અને સુંદર છે, અને તેમને ભય લાગે છે કે જો તે ત્યજાય તો તેમનું સર્વસ્વ-જે ખરેખરૂં અને રાખવા જેવું છે, તે સઘળું જતું રહેશે.

તમે તમારા દેહાભિમાનને લીધે દુઃખી થાઓ છો; તમારા પર કોઇ જોરજુલમ કરતું નથી; તમારૂં જીવતર જન્મ-મરણના ફેરામાં જ પૂરૂં કરો એવું કોઇ તમને કહેતું નથી.



દૈવી જ્ઞાનવાળાને મન, જ્ઞાન અને પ્રેમ એકમેક સાથે વળગેલાં હોય છે.

## તા. ૧૪ મી એપ્રીલ.

નિઃસ્વાર્થ પ્રેમ કેવો હોય તેનું જનસમૂહને ભાન હોતું નથી. કારણ તેઓ તેમના પોતાના ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહે છે.



જેમ પ્રતિમાની સાથે છાયા, અને અગ્નિ સાથે ધુમાડો હોય, તેમ કાર્ય સાથે પરિણામ હોય છે, અને સુખ તથા દુઃખ, મનુષ્યોના વિચારો અને કર્મોને અનુસરે છે. આપણી આસપાસ જગતમાં એવું એકે પરિણામ નથી કે જેનું ખુલ્લું કે ગુપ્ત કારણ નહીં હોય, અને તે કારણ અદલ ઇનસાફ મુજબ હોય છે. મનુષ્યો પર દુઃખનો ઢગલો આવી પડે છે, કારણ ચાલુ કાળમાં અથવા થોડા વખત અગાઉ—આ જન્મમાં કે બીજા જન્મમાં—પાપનાં બીજ તેમણે વાવેલાં હોવાં જોઇએ; તેવી જ રીતે તેમને અપાર સુખ મળે છે, તેનું કારણ તેમણે પોતે જ પુણ્યનાં બીજ રોપેલાં હોવાં જોઇએ. મનુષ્યે આ બાબત ધ્યાનમાં લેવી, આ ( કર્મનો નિયમ ) સમજવા પ્રયત્ન કરવો અને તેમ કરેથી તે પુણ્યનાં બીજો જ વાવવા શરૂ કરશે, અને તેના હૃદયરૂપી વાડીમાંથી, પ્રથમ ઉગાડેલા કાંટા અને ઝાડવાં—નકામા છોડ બાળી નાખશે.



આ દૈવી પ્રેમ પૂર્ણ રીતે સમજવા—અનુભવવા સારૂ આખું જગત મથન કરે છે.

### તા. ૧૫ એપ્રીલ.

જે પોતાનું અંતઃકરણ શુદ્ધ-નિર્દોષ કરે છે તે જગતનો પરમ હિતકર્તા છે.



જે કાળમાં નિઃસ્વાર્થ પ્રેમ અનુભવાય છે તે સત્યયુગ હાલ દુનિયામાં નથી અને ઘણાં વર્ષો સુધી આવશે પણ નહીં. જો તમારી વૃત્તિ હોય તો તમે, તમારા સ્વાર્થી દેહની પર જવાથી-સ્વાર્થ રહિત થવાથી, અને શંકાવિશંકા, તિરસ્કાર અને નિંદા વૃત્તિઓ છોડી દઇ, નમ્ર તથા ક્ષમાશીલ પ્રેમ તરફ વળવાથી, ચાલુ કાળમાં તે યુગમાં દાખલ થઈ શકશો.

જ્યાં તિરસ્કાર, અણુગમો અને નિંદા વસે છે ત્યાં નિઃસ્વાર્થ પ્રેમ હોતો નથી. જે હ્રદયમાંથી નિંદા સમૂળી નીકળી ગઇ છે ત્યાં તેનો વાસ છે.

સર્વ વસ્તુઓના અંતરમાં પ્રેમ વસે છે એ જેણે જાણ્યું છે, અને તે પ્રેમની સર્વ વાતે પૂર્ણ શક્તિ જેણે અનુભવી છે, તેના હ્રદયમાં નિંદા સારૂ એકે સ્થાન નથી.



સ્ત્રી અને પુરુષોએ આ માર્ગે વળવું જોઇએ, પછી જુઓ ! સત્યયુગ આપણે બારણે છે.

## તા. ૧૬ મી એપ્રીલ.

### શુદ્ધ-નિર્દોષ હૃદયવાળા જ ઇશ્વરને જુએ છે.



જેનું હૃદય પરમ પ્રેમમાં પરોવાયલું છે, તે જનસમૂહ-ના ભેદ ( રંગભેદ, વર્ણભેદ વગેરે ) પાડી તેમને કાળી ટીલી આપતો નથી–તેમને દોષ દેતો નથી; તેના પોતાના વિચાર મુજબ તેમના વિચાર બદલાવવા ઇચ્છતો નથી, તેમ પોતાના નિયમો તેમના કરતાં ઉચ્ચ પ્રતિના છે, એવું ઠસાવવા ઇચ્છતો નથી. પ્રેમનો નિયમ જાણ્યા પછી, તે તે મુજબ વર્તે છે, અને સૌ તરફ તેવી ( પ્રેમમય ) શાંત ચિત્તવૃત્તિ અને સરળ હૃદય રાખે છે. ખોટે રસ્તે ચઢેલા ( દુર્ગુણી ) અને સદ્ગુણી, મૂર્ખ અને ડાહ્યા, ભણેલા અને અભણ, સ્વાર્થી અને નિઃસ્વાર્થી સૌ તેના શાંત વિચારનો એકસરખો લાભ લઇ શકે છે.

આત્મસુધારણા સારૂ સતત પ્રયત્ન કરેથી, અને તમારા દેહાભિમાન પર એક પર એક જીત મેળવેથી જ તમે આ દૈવી પ્રેમ, આ પરમ જ્ઞાન પ્રાપ્ત કરી શકશો.



નવું જીવન પ્રાપ્ત કરો, એટલે જે પ્રેમ અમર છે તેનો તમારામાં ઉદય થશે અને તમે શાંતિ ભોગવશો.

## તા. ૧૭ મી એપ્રીલ.

**જ્યાં શુદ્ધ સાત્વિક—આધ્યાત્મિક જ્ઞાન હોય છે ત્યાં પ્રેમ પૂર્ણ અંશે ખીલે છે અને સંપૂર્ણ રીતે અનુભવાય છે.**



તમારા મનને દૃઢ, અપક્ષપાતી અને મૃદુ વિચાર કરવાની ટેવ પાડો; તમારા હૃદયને નિર્દોષપણું—કેવળ શુદ્ધબુદ્ધિ અને દયા શિખવો; તમારી જીભને ચૂપ રહેતાં, અને સત્ય તથા દોષ વગરનું બોલતાં શિખવો; એ રીતે તમે શાંતિ અને પવિત્રતાને માર્ગે ચઢશો, અને અંતે તે અમર પ્રેમ અનુભવશો. આવું જીવન ગાળવાથી, બીજાને મતફેર કરવાની કોશિશ કર્યા સિવાય તેને તમે ખાતરી કરી આપશો; વાદવિવાદમાં ઉતર્યા સિવાય શિખવી શકશો; આગળ પડવાનો મોહ નહીં છતાં, સુજ્ઞ પુરુષો તમને બહાર આણશે; અને લોક તમારે માટે સારો મત ધરાવે એવો પ્રયત્ન નહીં કરવા છતાં, તમે તેમના હૃદય જીતી શકશો. કારણ પ્રેમ સર્વને જીતે તેવો અને સર્વ શક્તિમાન છે. પ્રેમમય વાણી, કર્મ અને વિચારો કદી નાશ પામતા નથી.



**નિઃસ્વાર્થ પ્રેમની આ ઈષ્ટ સિદ્ધિ છે.**

## તા. ૧૮ મી એપ્રીલ.

ખુશી થા ! કારણ પ્રભાત થયું છે. આપણામાં સત્યરૂપી સૂર્યનો ઉદય થયો છે.



આપણી આંખો ઉઘડી છે, અને ભ્રાંતિ–ભ્રમણારૂપી ઘોર રાત્રી નાશ પામી છે. સ્થૂળ અને મનને વ્યાકુળ કરે એવા વાતાવરણમાં આપણે લાંબી ઉંઘ લીધી છે, પાપવૃત્તિ રૂપી દુઃખદાયક સ્વપ્નામાં લાંબો કાળ અથડાયા છીએ; પણ હવે આપણને **સત્યનું** અને **આત્માનું** ભાન થયું છે; આપણે **શુદ્ધ-સ્વરૂપને–કૃપાનિધાનને** શોધ્યા છે, અને અસત્–માયા સાથેની માથાકુટનો અંત આવ્યો છે.

આપણે ઉંઘ્યા, પણ એ ઉંઘ જાણી નહીં. આપણે દુઃખ વેઠ્યું, પણ તે ( શાથી એ ) જાણ્યું નહીં. આપણા સ્વપ્નામાં –સંસારરૂપી સ્વપ્નામાં વિટંબણા પડી, પણ આપણને કોઇએ જગાડ્યા નહી; કારણ આપણી પેઠે સૌ સ્વપ્નાવસ્થા ભોગવતા હતા.* પણ તે સ્વપ્નાવસ્થામાં એક વાર આચકો આવ્યો, સકલ્પવિકલ્પ થયો. આપણી નિદ્રા ઉડી ગઈ. સત્યે આપણને બૂમ પાડી અને આપણે સાંભળી, એટલે જુઓ ! આપણી આંખો ઉઘડી અને જોયું. ( પ્રથમ ) આપણે ઝોકાં ખાધાં, તે જોવામાં આવ્યું નહીં; પણ હવે આપણે જાગૃત છીએ અને જોઇએ છીએ. ખરે, આપણે જાગૃત છીએ તે આપણે જાણીએ છીએ, કારણ પવિત્ર વસ્તુ આપણે જોઇ છે જેથી પાપ તરફ જરાએ મોહ રહ્યો નથી.



સત્ય કેવું સુંદર છે ? સત્–પરમાત્માનો પ્રદેશ કેવો મહિમા-વાળો–સ્તુત્ય છે ? ઋષિજીવનનું સુખ કેવું અવર્ણનીય છે ?

---

* સરખાવોઃ ગીતા ૨–૬૯—

या निशा सर्वभूतानां, तस्यां जागर्ति संयमी
यस्यां जाग्रति भूतानि, सा निशा पश्यतो मुनेः ॥

સ્વરૂપનું અજ્ઞાન તેજ રાત્રી છે. સર્વ ભૂતોની રાત્રી (અજ્ઞાન) તે કાળે યોગીપુરુષ જાગે છે ( સ્વરૂપાનુભવ રૂપી જાગૃતિ ભોગવે છે ) અને જ્યારે સર્વ ભૂતો (વિષય રૂપી) જાગૃતિ ભોગવે છે ત્યારે તે તેને રાત્રી જ સમજીને ઉંઘે છે.

## તા. ૧૯ મી એપ્રીલ.

**સત્ય ગ્રહણ કરવા જૂઠ ત્યજો અને ભગવાનને ભજવા *માયાને છોડો.**



પાપ કરવું એટલે સ્વપ્નામાં–વમળમાં પડવું, અને પાપ તરફ મોહ થવો એટલે અંધકાર–અજ્ઞાન અવસ્થા ગમે છે એમ જાણવું. જેને અંધકાર ગમે છે, તેઓ તે સ્થિતિમાં જ ડુબ્યા રહે છે; હજુ તેમણે પ્રકાશ જોયો નથી. જેણે પ્રકાશ જોયો છે તે અંધારામાં ચાલવું પસંદ કરતો નથી. સત્ય જુએ એટલે તે તરફ પ્રેમ થાય જ, અને તેની સરખામણીમાં જૂઠ–માયાનો મોહ કાંઈ નથી. સ્વપ્નાવસ્થામાં પડેલો મનુષ્ય કોઇ વાર સુખી તો કોઇ વાર દુઃખી, હાલ વિશ્વાસનું પાત્ર તો પછી ભયમાં આવી પડે છે. તેને સ્થિરતા હોતી નથી તેમ કાયમનું આશ્રયસ્થાન હોતું નથી. પશ્ચાત્તાપ અને પ્રતિકાર–(કાર્યના બદલા) રૂપી રાક્ષસો જ્યારે તેની પુંઠે પડશે ત્યારે તે કયાં દોડી જશે? જો તે જાગૃત નહીં થાય તો એને નિર્ભયતાનું એકે સ્થાન નથી. સ્વપ્નાવસ્થામાં પડેલા મનુષ્યને તેના સ્વપ્ન સાથે (સંસારની મોહજાળ સાથે) માથાકુટ કરવા દો; સઘળી આપમતલબી વાંછનાઓની માયારૂપ–ઠગારી સ્થિતિ અનુભવવા દો. પછી જુઓ! તેની આધ્યાત્મિક દૃષ્ટિ સત્ય અને જ્યોતિર્મય દુનિયા પર પડશે. વસ્તુઓને ખરા સ્વરૂપમાં જોવાથી તે સુખી, ડાહ્યો અને શાંત થશે.



**સત્ય એ જગતનો પ્રકાશ છે, મનનો સૂર્ય છે.**

---

* કબીર—

માયા તરવર ત્રિવિધકા, શોક, દુઃખ સંતાપ;
શીતળતા સ્વપ્ને નહીં, ફળ ફીક્કા તનતાપ.
કબીર! માયા મોહિની, માગી મીલે ન હાથ;
મન ઉતાર જૂઠી કરે, તબ લગ ડોલે સાથ.
માયા માથે સિંગડાં, લંબા નવ નવ હાથ;
આગે મારે સિંગડાં, પિછે મારે લાત.

## તા. ૨૦ મી એપ્રીલ.

### સત્યના જ્ઞાનથી કાયમનું આશ્વાસન મળે છે.



સઘળું જ્યારે નાશ પામે છે ત્યારે સત્ય ટકી રહે છે. હૃદયમાં સુનકાર લાગે છે અને જગતમાં કોઈનો આશ્રય હોતો નથી ત્યારે સત્ય એજ નિશ્ચિંત ધામ અને શાંત *વિસામો દે છે. જીંદગીની ફિકરચિંતાઓ ઘણી છે અને તેનો માર્ગ મુશ્કેલીઓથી ભરેલો છે; પણ સત્યને ફિકરચિંતાની તમા નથી; તે સઘળી મુશ્કેલીઓ દૂર કરે છે. સત્ય આપણો ભાર હલકો કરે છે, તે આપણો રસ્તો આનંદરૂપ પ્રકાશથી ઉજ્વલ કરે છે. આપણાં વ્હાલાંઓ ચાલ્યાં જાય છે, મિત્રો ખસી જાય છે અને ધનસંપત્તિ–માલમતા જતી રહે છે, તો ધીરજ આપે એવો નાદ–એવી વસ્તુ ક્યાં છે? મનનું સમાધાન કરનાર ક્યાં છે? અસ્વસ્થને સ્વસ્થ કરનાર, વિખુટાં પડેલાંઓને દિલાસો દેનાર સત્ય છે. સત્ય જતું રહેતું નથી, ખસી જતું નથી કે નાશ પામતું નથી. સત્ય શાશ્વત શાંતિરૂપી સાંત્વન બક્ષે છે. સાવધ થાઓ અને કાન ધરો ( લક્ષ આપો ), જેથી સત્યનો પોકાર, વખતે પરમ પુરૂષનો નાદ ( ઉદ્ગાર ) પણ સાંભળી શકો.



સત્ય, દુઃખનો ડંખ કહાડી નાખે છે અને વિટંબણાનાં વાદળાં વેરી નાખે છે.

---

* અખો—

નથી વાંક વિશ્વંભર તણો, જે કહિયે તે વાંક આપણો,
જેમ કોઇ ભોજન જમાડવા કરે, ત્યાં રીસાણો તે રીસે ફરે;
પૂર્ણાનંદ પીરસનારો રહે, અખા અભાગિયાને કોણ કહે.
પૂર્ણાનંદ તે પૂર્ણ દયાળ, સર્વ જીવની કરે સંભાળ;
દયા સારૂ લે દશ અવતાર, અસુર નિકંદન ભક્ત ઉદ્ધાર.

## તા. ૨૧ મી એપ્રીલ.

જે પોતાની મોહજાળને વળગી રહે અને હેહ ( હુંપણા )ને ચાહે તે *સત્ય શોધી શકે નહીં.



સત્ય, દુઃખમાંથી આનંદ અને અસ્વસ્થતામાંથી શાંતિ આણે છે; સ્વાર્થી જનોને સદાચારનો, અને પાપીઓને પુણ્યનો રસ્તો બતાવે છે. તેનો સ્વભાવ ન્યાયથી કામ કરવાનો છે. શ્રદ્ધાળુ અને આતુર જનોને તે દિલાસો દે છે, આજ્ઞાધીનો પર શાંતિનો મુગટ મુકે છે. હું સત્યનો આશરો લઉં છું: હા, સદાચાર રૂપી આત્મામાં, સદાચાર રૂપી જ્ઞાનમાં, અને સદાચાર રૂપી કાર્યમાં મારો વાસ છે, અને મને હિમ્મત તથા આશ્વાસન મળે છે. એથી ઇર્ષ્યા રહી જ નથી અને વૈરભાવ જતો રહ્યો છે. વિષયવાસના ઘોરતમ કારાગ્રહમાં પૂરાઇ ગઇ છે, કારણ સત્યના કારણ સત્યના ગહન પ્રકાશ આગળ તે બહાર આવી શકતી નથી. અહંકાર તુટી જઇ નાશ પામ્યો છે, અને પતરાજી—તોર ધુમસની પેઠે પાણી પાણી થઇ ગયો છે. મેં મારૂં મન પૂર્ણ કૃપાનિધિ—મંગળમૂર્તિ તરફ અને મારૂં શરીર નિર્મળ માર્ગ તરફ વાળ્યું છે અને એથી જ મને દિલાસો મળે છે.



સત્યનો આશરો લેવાથી મને હિમ્મત આવી છે અને શાંતિ મળી છે.

---

* છોટમ—

એક આધાર રાખે નિરાધારનો, જેથી સંસાર તું પાર પડશે;
કલ્પિત વાતથી કાજ કાંઇ નવ સરે, તોય મથતાં કયમ ઘુષ મળશે.

## તા. ૨૨ મી એપ્રીલ.

નિર્દોષ હૃદયવાળા અને નિષ્કલંક જીવનવાળા મનુષ્યો જ પૂર્ણ શાંતિનો લાભ લે છે. તેઓ આનંદી અને શાંતિપૂર્ણ હોય છે.



આપણાં સત્કર્મો આપણી સાથે રહે છે; તેઓ આપણને બચાવે છે અને રક્ષણ કરે છે. દુષ્કર્મો પાપરૂપ છે. આપણાં દુષ્કર્મો આપણી પુંઠે આવે છે અને લોભના સમયમાં આપણને ઉથલાવી પાડે છે. દુષ્કર્મ કરનારનું દુઃખમાંથી રક્ષણ થતું નથી, પણ સત્કર્મ કરનાર સઘળી ઈજામાંથી બચી જાય છે. મૂર્ખ મનુષ્ય તેના દુષ્કર્મને એવું કહેતો જણાય છે કે-" તું છુપાયલું રહે, પ્રકટ થઇશ નહીં." પણ તે તો પ્રકટ થઇ ચુકર્યું જ છે; તેના પર દુઃખ આવી પડશે એ નક્કી છે. આપણે પાપ કરીશું તો આપણને કોણ બચાવશે? સંકટ અને પરાજયમાંથી કોણ દૂર રાખશે? સ્ત્રી કે પુરુષ, ધન કે અમલ, આકાશ કે પૃથ્વી કોઇ પણ વિનાશ અટકાવી શકશે નહીં. પાપના પરિણામથી નાસી છુટવાનો રસ્તો જ નથી, આશરો નથી, તેમ બચાવનાર પણ નથી. જો આપણે **સદાચારી** હોઇશું તો આપણા પર શું આવી પડવાનું છે? દુઃખ અને વિટંબણા કોણ આણનાર છે? સ્ત્રી યા પુરુષ, ગરિબાઇ યા મંદવાડ, આકાશ યા પૃથ્વી વિનાશ આણી શકે તેમ નથી.



સરળ રસ્તે જાઓ એટલે પૂર્ણ શાંતિ મળશે.

## તા. ૨૩ મી એપ્રીલ.

હે સત્યના પ્રેમીઓ ! આનંદમાં રહો, દિલગીર થાઓ નહીં; કારણ પ્રભાતના ધુમસની પેઠે તમારાં દુઃખો વેરાઇ જશે.



શિષ્ય—ગુરુઓના *ગુરુ ! તમે મને શિખવો.

ગુરુ—તું પુછ, અને હું જવાબ દઇશ.

શિષ્ય—મેં ઘણું વાંચ્યું છતાંએ હું હજી અજ્ઞાન છું; જુદા જુદા સંપ્રદાયના સિદ્ધાન્તોનો મેં અભ્યાસ કર્યો છે પણ તેથી મને જ્ઞાન મળ્યું નથી; ધર્મપુસ્તકો મારે મ્હોઢે છે, પણ મારા હૃદયમાં શાંતિ નથી. હે ગુરુજી ! જ્ઞાનનો માર્ગ બતાવો. દૈવી જ્ઞાનનો ધોરી માર્ગ ખુલ્લો કરી બતાવો; શાંતિને માર્ગે તમારા બાળકને દોરો.

ગુરુ—હે શિષ્ય ! જ્ઞાનનો માર્ગ અંતઃકરણનું સંશોધન કરેથી—અંતઃકરણ ખોલેથી મળે છે; જ્ઞાનનો ધોરી રસ્તો ન્યાયી વર્તન આચરેથી જડે છે; અને શાંતિનો માર્ગ નિષ્પાપ જીવન ગાળેથી મળે છે.



પ્રેમરૂપી અમર આત્મા ઘણો દૂર હશે એમ લાગે છે. તે ઘણો દૂર નથી. તે ક્યાં છુપાઈ રહે છે તે જુવો. ગમે તેવો હલકો (નીચ જાતનો) મનુષ્ય પણ, જો તે નિષ્પાપ જીવન હાલ ગાળે તો તેના હૃદયમાં તે દેખાય. (દરેકના હૃદયમાં પ્રેમરૂપી અમર આત્મા છુપાયલો છે તેને જુવો.)

* છોટમ—

> સદ્‌ગુરુ મળિયા રે, તેનું કારજ સરિયું,
> આત્મતત્વ ઓળખાવ્યું, તે જોઇને ચિત ઠરિયું;
> પિંડ બ્રહ્માંડ પાર પરમેશ્વર, ત્યાં જઇને ઘર કરિયું. સદ્‌ગુરૂ.
>
> લક્ષણવંત લક્ષ્યે પુરા, તે ગુરુ પાર ઉતારે;
> લક્ષ્ય વિનાને લક્ષણ હોય તો, જનનું કામ ન સારે. સદ્‌ગુરૂ.
>
> લક્ષ રૂપિયા લોચન નહીં તે, ગુરુનો કરજે સ્હાય;
> અંધે અંધે રહે અથડાતા, બંને ગોથાં ખાય. સદ્‌ગુરૂ.

## તા. ૨૪ મી એપ્રીલ.

તેં જે જીત મેળવવી શરૂ કરી છે તે મહાન છે; તારા દેહ ઉપર જે પરમ જીત તું મેળવે છે તે કાંઇ ન્હાની સુની નથી; શ્રદ્ધા રાખ એટલે તું ફતેહમંદ થઇશ જ.



શિષ્ય—હે ગુરુજી! મને આગળ દોરો, કારણ હું ઘણો અજ્ઞાન છું. હે પ્રભુ! એ અંધકાર—મારૂં અજ્ઞાન દૂર થશે? મારા પ્રયત્ન યશવંત નીવડશે? અને મારી અનેક પીડાઓનો અંત આવશે?

ગુરુ—જ્યારે તારૂં અંતઃકરણ નિર્દોષ થશે ત્યારે અંધકાર નાશ પામશે. જ્યારે તારૂં મન મનોવિકારથી મુક્ત થશે ત્યારે તારી કસોટીનો અંત આવશે, અને જ્યારે દેહાધ્યાસના વિચાર તું છોડી દઈશ ત્યારે દિલગીર થવાનું એકે કારણ રહેશે નહીં. હમણાં તું સંશુદ્ધિ—નિર્દોષપણાના અને સુધારણાકના માર્ગ પર છે; મારા સહુ શિષ્યોએ તે રસ્તે જવું જોઇએ. જ્ઞાનના ઉજ્વલ પ્રકાશમાં તું દાખલ થાય, સત્યનો પૂર્ણ મહિમા તું જુએ, તે પહેલાં તારી સઘળી મલિન* વાસનાઓ દૂર થવી જોઇએ, તારી ભ્રમણાઓ છુટવી જોઇએ, અને તારૂં મન ધૈર્યથી કઠણ થવું જોઇએ. **સત્યમાંથી** તારી શ્રદ્ધા ચળે નહીં એ જોજે; **સત્ય** નિરંતર સર્વોપરી છે એ ભુલીશ નહીં, અને એટલું યાદ રાખજે કે **સત્યનો સ્વામી** હું તારૂં રક્ષણ કરૂં છું.



શ્રદ્ધા રાખ અને ધીરજ ધર, હું સર્વ બાબતો શિખવીશ.

---

* છોટમ—

પ્રભુનો મારગ સહુથી સ્હેલો, એક અટપટું એમાં રે;
નિર્મળ મન પોતાનું કરવું, જ્યોતિ પ્રકાશે જેમાં રે.
ધનુરવેદીની જેવી ધારણા, અઘરી જાણો એમાં રે;
હેઠે તાકે ઉપર વિંધે, ખરી ચાતુરી તેમાં રે.

## તા. ૨૫ મી એપ્રીલ.

જે સત્યને આજ્ઞાધીન છે તે સુખી છે: તે અસ્વસ્થ રહેતો જ નથી.



શિષ્ય—મોટી અને ન્હાની શક્તિઓ કઇ છે ?

ગુરુ—હે શિષ્ય ! ફરીથી સાંભળ. નિર્દોષપણાને અને સુધારણૂકને ( વિવેક વિચારને ) માર્ગે પ્રમાણિકપણે જવાથી, તે ત્યજવાથી નહીં પરંતુ તેના વ્રત નિયમ પાળેથી, તું શિષ્યપદની ત્રણ ન્હાની શક્તિઓ પ્રાપ્ત કરી શકીશ; ત્રણ મોટી શક્તિઓ પણ તને મળશે, અને એ ન્હાની તથા મોટી શક્તિઓ તને અજીત બનાવશે. **આત્મસંયમ, સ્વાશ્રય** અને **હોંશિયારી** ( ખબરદારી )-આ ત્રણ ન્હાની શક્તિઓ છે. **દઢતા, ધીરજ, મૃદુતા** આ ત્રણ મોટી શક્તિઓ છે. જ્યારે તારૂં મન યથાસ્થિત કાબુમાં આવી તારા કહ્યા પ્રમાણે વર્તશે, જ્યારે સત્ય સિવાય બીજી કોઇ બહારની મદદ પર તું આધાર રાખીશ નહીં, અને જ્યારે તારા વિચારો અને કર્મો પર સતત નજર રાખીશ, ત્યારે તે **પરમ જ્યોતિને** તું પ્હોંચીશ.



તારૂં અજ્ઞાન સમુળગું જતું રહેશે અને તારે ડગલે ડગલે આનંદ અને પ્રકાશ પડશે.

## તા. ૨૬ મી એપ્રીલ.

હરેક કાર્ય ઉમંગથી કર, ધીરજ રાખી સઘળું સહન કર, અને તારા ઠરાવ-નિયમ મક્કમપણે પાળ.



ભોગવિલાસ સારૂ લાલસા, સાંસારિક વસ્તુઓ સાથે વળગણ, દેહ ઉપર પ્રેમ અને પોતાની જાતની વૃદ્ધિ થતી રહે એવી વાંછના: આ ચાર વસ્તુઓથી અંતઃકરણ મલિન થાય છે; સઘળાં પાપ અને દુઃખ આ ચાર અપવિત્ર વાસનામાંથી સ્ફુરે છે. તારૂં હૃદય ધો; વિષયવાસના દૂર કર, ધન સંપત્તિ પરથી તારૂં મન મોકળું કર, જાતબચાવ અને એડસાઇ (પતરાજી) છોડી દે. સઘળી વાસનાઓ આ રીતે ત્યજવાથી તને સંતોષ વળશે; નાશવંત વસ્તુઓ તરફની મનની આસક્તિ છોડી દીધેથી તું જ્ઞાન પ્રાપ્ત કરીશ; પોતાના દેહનો વિચાર ત્યજવાથી તને શાંતિ મળશે. જે નિર્દોષ છે તે વાસનાથી મુક્ત છે, તેને ઇન્દ્રિયવિષયક તોફાન-સંક્ષોભની લાલસા નથી; વૈભવ કે ગરીબાઇ, લાભ કે હાની, હાર કે જીત, જીવતાં કે મરણપથારી પર તે તેવો જ—સ્વસ્થ રહે છે. તેનું સુખ સ્થાયી છે: તેને ચિર શાંતિ જ છે.



દૈવીપ્રેમને મક્કમપણે વળગી રહે, અને તેને તારૂં જીવન-તારો માર્ગ રચવા દે.

## તા. ૨૭ મી એપ્રીલ.

જે કર્મ શાશ્વત નિયમ મુજબ છે તે કરતાં મને શિખવો, જેથી હું સાવધ રહું અને નિષ્ફળ જાઉં નહીં.



અન્યાયી પુરુષ તેની મનોવૃત્તિઓથી દોરાય છે; "ગમવું" અને "નહીં ગમવું" એ તેના શેઠો છે, શંકાવિશંકા અને પક્ષપાત તેને અંધ બનાવે છે; વાસના રાખતો અને દુઃખ વેઠતો, વળખાં મારતો અને પસ્તાતો છતાં તે આત્મસંયમ જાણતો નથી અને તેથી તેને અજંપો ઘણો થાય છે. ન્યાયી પુરુષને તેની મનોવૃત્તિઓ આધીન છે; "ગમવું" અને "નહીં ગમવું" એ તેણે કમસમજનાં લક્ષણ ગણી ત્યજી દીધાં છે; ખોટો મત અને પક્ષપાત તેણે દૂર કર્યા છે. કંઇપણ અભિલાષા નહીં હોવાથી તે પરિતાપ પામતો નથી; પૂર્ણ આત્મસંયમી હોવાથી તેનામાં પરમ શાંતિ વસે છે.

તિરસ્કાર કે મિજાસ કરશો નહીં, અને વેર લેશો નહીં; વાદવિવાદ યા પક્ષાપક્ષીમાં ભળશો નહીં. બધા પક્ષ સાથે શાંતિથી રહો, પ્રમાણિક થાઓ અને સાચું બોલો. મૃદુતાથી, દયાભાવથી અને ઉદાર દિલથી વર્તો. અતિશય ખામોશ પકડો. પ્રેમને મક્કમપણે વળગી રહો અને તમારાં કર્મો તેવાં થવાં દો. ભેદદૃષ્ટિ રાખ્યા સિવાય સર્વે તરફ સદ્ભાવના રાખો. સમદૃષ્ટિથી સૌનો સરખો વિચાર કરો અને કોઇથી અકળાશો નહીં.



વિચારશીલ અને જ્ઞાની, મક્કમ (દૃઢ) અને દયાળુ થાઓ.

## તા. ૨૮ મી એપ્રીલ.

*દેહાભિમાનનો એકે વિચાર ઘુસી જઈ તને કલંક લગાડે નહીં તે માટે સાવધ રહે.



તારો દેહ છે જ નહીં એમ સમજ. તારા દેહને સુખભોગ યા લાભ મળે એવા વિચાર નહીં, પરંતુ તારા સર્વ કર્મોથી બીજાઓનું અને જગતનું કલ્યાણ થાય એવા વિચાર કર. જનસમાજથી તું કાંઇ અળગો કે વિભક્ત પડેલો નથી, તું તેમની સાથે જોડાયલો છે. તારા દેહ સારૂ બીજાઓની સામે સ્પર્ધા ન કર, પણ સર્વ સાથે એકદિલ રાખ. કોઇ પણ મનુષ્યને દુશ્મન ગણીશ નહીં, કારણ સૌનો તું મિત્ર છે. સૌ સાથે શાંતિથી રહે. સઘળા જીવંત પ્રાણીઓ તરફ દયાનો પ્રવાહ વહેવડાવ, અને તારી વાણી તથા કર્મો અનહદ પ્રીતિભાવથી શોભાવ. સત્યનો આનંદમય રસ્તો આવો છે. **અજરામરને** અનુસરતું વર્તન આવું હોય છે. ન્યાયપૂર્વક વર્તનાર ખુશખુશી રહે છે. જે નિયમો અચળ અને અક્ષય છે તે મુજબ તે વર્તે છે. **અજરામર** સાથે તે તદ્રૂપ છે, અને તે અજંપાની પાર ગયલો છે. ન્યાયી પુરુષને સંપૂર્ણ શાંતિ હોય છે; તે શાંતિમાં ફેરફારથી અને અસ્થિરતા (ડગમગા)થી ખલેલ પ્હોંચતી નથી. રાગવિરાગથી મુક્ત હોવાથી તે સમદર્શી અને શાંત હોય છે, અને પરિતાપ પામતો નથી. વસ્તુઓને તે તેના ખરા સ્વરૂપમાં જુએ છે તેથી તે જરાએ ગભરાતો નથી.



**શાશ્વત જ્યોતિ તરફ તારી નજર ફેરવ.**

---

*કવિ છોટમ—

> શત્રુ સબળ છે શરીરમાં, મોટા મનના વિકારજી:
> ધર્મરૂપી ધન એ હરે, વિના વસ્તુ વિચારજી.

## તા. ૨૯ મી એપ્રીલ.

જેઓ જ્ઞાન મેળવવા આતુર હોય છે તેમને તે મળે છે. જેઓ *જ્ઞાનદૃષ્ટિ મેળવવા પ્રયત્ન કરે છે તેમને તે પરિપૂર્ણ દશાએ પહોંચાડે છે. નિર્દોષ હૃદયને શાંતિ કહે છે કે બધું નાશ પામે છે, પણ સત્ય રહે છે.



તારી દ્રઢતા અને સ્વાશ્રય વધાર; તારા મનના ભૂતો-ભમતા વિચારો તારી મરજીને અનુસરે એમ કર. તારો દેહ તારા કબજામાં રહે છે એ જોતો રહેજે, અને એકે મિજાજ, ગુપ્ત વાસના કે ચલિત વૃત્તિ તારી અધોગતિ આણે નહીં એની દેખરેખ રાખજે. જો તને ઉથલાવી પાડે તો પાછો ઉભો થજે; અને અધઃપતનથી મળેલા જ્ઞાન અને નમ્રતાનો લાભ લઈ તારૂં મનુષ્યત્વ ફરી પ્રાપ્ત કરજે.

તારૂં મન કબજ કરવા હમેશ યત્ન કર, અને જે કાંઇ તારા પર આવી પડે-તને કષ્ટ આપે-તે દરેક બનાવથી થોડો ઘણો સાર ગ્રહણ કર; આવી પડેલાં અને વશ કરેલાં કષ્ટોથી તારી દૃઢતાનો ખજાનો વધારતો જા.

ઉમદા વિચાર સિવાય બીજા કશાને તાબે થતો નહીં; જ્યારે તારી સંપૂર્ણ દૃઢતાની કસોટી થાય ત્યારે, એક જોરાવર પહેલવાન જીત મેળવવા સારૂ જેવો પ્રયત્ન કરે છે તેવો પ્રયત્ન કરી રાજી થા.



જ્યાં સદ્‌ગુણ દોરે ત્યાં, ઉંચે-વધુ ઉંચે જાઓ: નિર્દોષ ભાવના જે સૂચવે તે લક્ષ દઇ સાંભળો; તેનો વેગ નરમ પાડો નહીં. જુઓ ! જે સહુ કામનાઓથી શુદ્ધ થઇ ઉંચે આવે છે તે ખસુસ પરમાત્મા જોશે.

---

* કવિ ગોપાળદાસ—

સત ધાતુ સઊ એક છે, જીવ સકળનો એક;<br>
ઉત્તમ મધ્યમ કોણ છે, જ્ઞાન ચક્ષુએ દેખ.

ઉત્તમ તું હુંએ નહીં, મધ્યમ તું હું નાહીં;<br>
પંચભૂતના પુતળાં, કોઇ ગેબી બોલે માંહી.

ગેબી બોલે ગેબથી, તેહનું રૂપ નરેરા;<br>
ખેલ બીચે કરી ના મીલ, તું જ્ઞાનચક્ષુએ દેખ.

## તા. ૩૦ મી એપ્રીલ.

જ્યાં સુધી તે મુક્તિ મેળવે નહીં ત્યાં સુધી જે પાપ અને શોક, ત્રિતાપ–ત્રિપીડા ( આધિ, વ્યાધિ, ઉપાધિ ) અને વિલાપો સામે લડત ચલાવી રહે છે તેને મુક્તિનો આનંદ થવો જ જોઈએ.



લાલસા, તૃષ્ણા અને આસક્તિનો, નિરાશા, કલેશ અને શોકનો, બ્હીક, સંશય અને કલ્પાંતનો ગુલામ થતો નહીં, પણ તારા અહંભાવને–હુંપણાને સ્વસ્થ ચિત્તે કાબુમાં રાખજે; જેણે આજ સુધી તને વશ રાખ્યો છે, જે બીજાઓને વશ રાખે છે, જે તારામાં છે ( તારા શરીરમાં છે–તારી શક્તિ બહાર નથી ) તેને વશ કર. તારા મનોવિકારો તારા પર રાજ્ય ચલવે નહીં, પણ તું તેમના પર રાજ્ય ચલવ; જ્યાં સુધી ક્રોધ શાંતિરૂપે પલટાય નહીં, અને જ્ઞાનદૃષ્ટિ તારૂં કાર્ય પરિપૂર્ણ કરે નહીં ત્યાં સુધી તારા હુંપણા પર જીત મેળવ; એ રીતે તું સિદ્ધિ ખચીત મેળવીશ, અને તેમ થયે સત્યને જાણીશ.

તારા ભીતરમાં જો. જુઓ, ચલિત વસ્તુઓની વચમાં તે અવિચળ રહેલો છે; કોલાહલની મધ્યમાં પરમશાંતિ વસી છે: જગતની અતૃપ્ત સ્પર્ધાનું મૂળ ક્રોધ--મનોવિકાર છે. જે ક્રોધને અનુસરે છે તે દુઃખી થાય છે; પણ જે તેને જીતે છે તે શાંતિ પામે છે.



હું અજ્ઞાન છું, છતાંએ જાણવા પ્રયત્ન કરૂં છું. મુક્તિ મળતાં સુધી મારો પ્રયત્ન બંધ પડશે નહીં.

## તા. ૧ લી મે.

ધિરજ ધરો. જે દષ્ટિને પરમાનંદનાં દર્શન થાય તેના શિખરે તમે ખસુસ પહોંચશો.



શિષ્યઃ–હું જાણું છું કે ક્રોધે ભરાયા પછી ખેદ થાય છે, હું જાણું છું કે શોક, અજ્ઞાન અને બળાપો જગતનાં સર્વ મોજ-શોખ સાથે હોય છે; તેથી જ હું દિલગીર છું, તોપણ સત્ હોવું જોઇએ, અને તે છે તેથી તેને શોધી કઢાશે; અને જો કે હું દુઃખી છું તોપણ એટલું તો જાણું છું કે જ્યારે મને **સત્** મળશે–**સત્ય**નો સાક્ષાત્કાર થશે ત્યારે હું રાજી થઇશ.

ગુરુઃ–સત્‌થી–સત્ મળવાથી જે આનંદ થાય છે તે કશાથી મળવાનો નથી. શુદ્ધ અંતઃકરણવાળા સુખના સમુદ્રમાં તરે છે, અને તેમને પછી કોઈ પણ વખત આધિ કે વ્યાધિ પીડા કરતા નથી. બ્રહ્માંડ રચના જોયા પછી શોક કોને રહે ? જ્ઞાન મેળવવું એ સુખી થવાનો માર્ગ છે; જેઓ પૂર્ણતા પામ્યા છે તેઓ આનંદ ભોગવે છે; આવા લોકો જ **સત્ય**ને અનુભવે છે, જાણે છે અને તે મુજબ વર્તે છે.



જે સંયમી છે તે સત્ય શોધી કાઢશે.

## તા. ૨ જી મે.

**નીતિ-ધર્મ, આત્માનુભવમાં લીધા સિવાય ત્રણ લોકમાંથી એકેમાં જીવાત્માને ચિરસ્થાયી શાંતિ મળે તેમ નથી.**



દરેક જીવાત્મા, જ્ઞાનીની અથવા અજ્ઞાનીની રીતે ધર્મિષ્ઠ થવા સારૂ લાલસા રાખે છે, અને દરેક જીવ તે વૃત્તિ તેની અમુક રીત મુજબ-સ્વભાવ મુજબ, અને તેના પોતાના જ્ઞાનની ભૂમિકા મુજબ સંતોષવા ઇચ્છે છે. લાલસા એક વસ્તુ છે; અને નીતિ, નિયમ-ધર્મ પણ એક વસ્તુ છે; પણ ધર્મ ખોલવાના રસ્તા ઘણા છે. જેઓ તન દઇ-જ્ઞાનની રીતે શોધે છે તેઓ પરમાનંદ ભોગવે છે, અને આત્માને, જે છેવટનો અને કાયમનો સંતોષ-શાંતિ ફક્ત ધર્મ એકલો જ આપી શકે છે તેનો લાભ થોડા કાળમાં મળશે; કારણ ખરા રસ્તાનું-સન્માર્ગનું જ્ઞાન તેમને મળ્યું છે. જેઓ અજ્ઞાનીની રીતે શોધે છે તેઓ, જો કે સુખરૂપી સમુદ્રમાં થોડો વખત નહાશે તો-પણ પરમાનંદ ભોગવશે નહીં. કારણ, તેઓ પોતાને માટે દુ:ખના માર્ગ કોરી રાખે છે, જે રસ્તે પગમાં વાગે અને પગ ચીરાય તોપણ ચાલવું પડશે-તે પછી જ, ધર્મિષ્ઠને જે અખંડ વારસો મળે છે, તે પોતાને નહીં મળવાથી જીવ પોકાર કરી મુકશે.



જેઓ ખરા મનથી અને બુદ્ધિપૂર્વક શોધ કરે છે, તેઓ પરમાનંદ ભોગવે છે.

## તા. ૩ જી મે.

પ્રતાપી, તેજસ્વી, સ્વતંત્ર–નિષ્પાપી, અને પંચભૂતના ત્રાસથી મુક્ત એવો તું ! ( તેની આ સ્થિતિ ! )



મોક્ષ પામવાની ( ચોર્યાશી લક્ષ યોની રૂપી ) મજલ લાંબી અને કંટાળાભરી, અથવા ટૂંકી અને ઝડપી થાય છે. એ મુસાફરીમાં એક ક્ષણુ લાગે અગર હજારો યુગો વહી જાય. શોધખોળ કરનારના ધર્મ અને શ્રદ્ધા ઉપર એનો આધાર છે. જનસમાજનો મોટો ભાગ તેમની અશ્રદ્ધાને લીધે ત્યાં દાખલ થઇ શકતો નથી. કારણુ જ્યાં મનુષ્યોને ધર્મમાં અને તેની સિદ્ધિની શકયતામાં ઇતબાર નથી ત્યાં તેઓ ધર્મને કેવી રીતે અનુભવી શકે ? બાહ્ય જગત્–સંસાર અને તેમાંની પ્રત્યેક આશ્રમની ફરજો છોડી દેવાની જરૂર નથી. ના, ના; પોતાની ફરજો નિષ્કામ વૃત્તિથી બજાવેથી જ તે ( ધર્મ ) મળી શકે છે. પણુ જેમને ( ધર્મમાં ) શ્રદ્ધા છે, અને તે મેળવવા ઉમેદ રાખે છે, તેઓ, જો તેમના સાંસારિક કામોમાં **નિર્દોષ સદાચાર**થી નિરાશ થાય નહીં, અથવા તેને વિસરી જાય નહીં, અને અડગ નિશ્ચયથી **સિદ્ધાવસ્થાએ** પહોંચે ત્યાં સુધી આગળ વધવાનું ચાલુ રાખે, તો વહેલા મોડા ફતેહ મેળવશે.



અંતરના સુર પ્રમાણે બાહારનું જીવન એકરાગ રાખવું.

## તા. ૪ થી મે.

### આપણું વર્તન નિયમસર અને શુદ્ધ-નિર્દોષ જોઇએ.



સ્પર્ધાની સૃષ્ટિમાંથી પ્રેમમય સૃષ્ટિ સુધીની આખી મુસાફરીનું સમાધાન નીચેના શબ્દોમાં કરી શકાય:-આપણું આચરણ નિયમિત અને શુદ્ધ રાખવું. આ રસ્તો જો ખંતથી ચાલુ રખાય તો સિદ્ધાવસ્થા જરૂર પમાય છે. વળી એટલું પણ જણાશે કે જેમ જેમ મનુષ્યને, તેના અંતરમાં રહેલી અમુક શક્તિઓ પર કાબુ મળે છે તેમ તેમ તે સઘળી શકિતઓના પ્રદેશ પર અસર કરતા સઘળા નિયમોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે; અને તેની પોતાની અંદર થતી કાર્યકારણની અખંડ ક્રિયા સમજ પડે ત્યાં સુધી તપાસ્યા કરેથી તેને જણાશે કે ( પોતાના શરીરની માફક ) આખી મનુષ્યજાતિમાં વિશ્વવ્યાપી એક સરખી ગોઠવણ છે.

આ ક્રિયાથી મન પણ સરળ થાય છે, અને ચારિત્ર્યને જરૂરી જણાતું (આત્મારૂપી) સુવર્ણ રાખી બીજો સઘળો કચરો તે ચાળી નાંખે છે.



તે પોતાના પંડ સારૂ નહીં, પણ બીજા સારૂ જીવે છેઃ અને એવું જીવન ગાળતો તે ઉત્તમોત્તમ સુખ અને ગહન શાંતિ અનુભવે છે.

## તા. ૫ મી મે.

*શ્રીકૃષ્ણના ઉપદેશ ખરા મનથી પાળવા પ્રયત્ન કરવો એથી વિશેષ સારૂં જીવન હોઈ શકે નહીં.



**સદાચારી** મનુષ્ય દયારૂપી ફૂલ છે—માણસ માત્રનું નાક છે. કંઈ ને કંઇ સ્વાર્થવૃત્તિ દાબી હમેશ વધુ શુદ્ધ, પ્રૌઢ, દૈવી થતા જવું—એ ગુણો **પરમ પુરુષ** તરફ આપણું મન સતત ખેંચી જાય છે. “જે મારો શિષ્ય થવા ઇચ્છે તેણે હમેશ ‘આ દેહ તે હું નહીં’ એમ કહેવું.” આ વચન કોઇ નહીં સમજી શકે યા તેનો ઉંધો અર્થ કરાય તેમ નથી, પછી ભલે તે ધ્યાનમાં ન લેવાય. જગતમાં સદ્‌વર્તન જેવી બીજી વસ્તુ કોઇ ઠેકાણે નથી; અને જ્યાં સુધી મનુષ્ય તે મેળવી શકે નહીં ત્યાં સુધી તેની પાસે કંઈ પણ યોગ્ય કે ચિરકાળ ટકે એવું નથી. **સદાચાર** પ્રાપ્ત કરવાનો એક જ રસ્તો છે, અને તે એ જ કે **સતની—સદ્‌વર્તનની** વિરુદ્ધ જતી એકેએક સઘળી વસ્તુ ત્યજવી. પ્રત્યેક સ્વાર્થી તૃષ્ણા નિર્મૂળ કરવી જોઇએ. પ્રત્યેક અશુદ્ધ વિચાર ત્યજવો જોઇએ, આબરૂ—કીર્તિની પ્રત્યેક વાસનાનો ભોગ આપવો જોઇએ, અને આ પ્રમાણે કરેથી જ **શ્રીકૃષ્ણના** ઉપદેશને અનુસર્યા કહેવાય છે.



પ્રેમી અને આત્મભોગ આપતું હૃદય સઘળા પંથ, શ્રદ્ધા અને કીર્તિની પર હોય છે.

---

* શ્રીકૃષ્ણને બદલે જે અવતારી પુરુષ યા શક્તિમાં વાંચનારને શ્રદ્ધા હોય તેનું નામ આ ઠેકાણે અને અન્યત્ર મૂકીને વાંચવું.

## તા. ૬ ઠ્ઠી મે.

પોતે હમેશ પ્રેમમય રહેવું અને બીજાઓ તરફ પ્રેમ દેખાડવો એ સત્ય જીવન જીવ્યા બરોબર છે, એ જ આપણો પ્રાણ–આત્મા છે.



શ્રીકૃષ્ણે એવું જીવન ગાળ્યું હતું, અને સૌ મનુષ્યજીવો નમ્ર રીતે અને ખરા અંતઃકરણથી તેમનો ઉપદેશ પાળે તો તેવું જીવન ગાળી શકે. જ્યાં સુધી તેઓ આવું વર્તન રાખવા ના પાડશે, અને તેમની વાસના, રાગવિરાગ, અને અભિપ્રાયો-ને–આપમતને વળગી રહેશે ત્યાં સુધી તેઓ તેમના શિષ્યો ગણી નહીં શકાય; તેઓ તેમના પંડના શિષ્યો–સ્વમતાનુસારી છે. "ખરેખર, હું તમને કહું છું કે જે પાપ કરે છે તે પાપનો ગુલામ છે." પ્રભુએ આ વચન પૂરી તપાસ કરીને જ જાહેરમાં મુકર્યું હતું. ખરાબ સ્વભાવ, વિષયવાસના, કઠોર શબ્દો અને ટીકાઓ, અંગતદ્વેષ, નાની નાની લઢવાઢો, અને તેમના પ્રિય–મનગમતા મતોને વળગી રહે છતાંએ પ્રભુ મળે એ વિચાર–એ ભ્રમણા મનુષ્યો છોડી દે તો સારૂં. જે કંઇ મનુષ્ય-ને મનુષ્યથી જુદા પાડે છે, મનુષ્યને સતથી દૂર રાખે છે તે પ્રભુનું નથી–પ્રભુમાં હોય નહીં; કારણ પ્રભુ પ્રેમસ્વરૂપ છે.



પાપી અને અવતારી પુરુષનો એક સાથે વાસ હોઈ શકે નહીં. અને જે કોઈ શ્રીકૃષ્ણના જેવું સદાચારી–પવિત્ર જીવન ગાળે છે તે પાપથી મુકત થાય છે.

## તા. ૭ મી મે.

જ્યારે *પ્રભુના સંબંધમાં-તેમના અસ્તિત્વ બાબત શંકા લેવામાં આવે છે ત્યારે પ્રભુથી કેવળ વિમુખ થવાય છે.



અપવિત્ર વાસનાને વળગી રહેવામાં જેટલાં પાપ અને સ્વાર્થવૃત્તિ છે, તેટલાં જ પોતાના મતને વળગી રહેવામાં છે. આમ સમજીને સદાચારી પુરુષ પ્રેમમય ભાવનાને પોતાના તન, મન અને ધન અર્પણ કરી દે છે, અને સૌ તરફ પ્રીતિ રાખે છે. કોઇ સાથે કલહ કરતો નથી, કે કોઈને ધિક્કારતો નથી, પણ સૌને ચાહે છે. અને તેમના મત, પંથ-સંપ્રદાય, પાપવૃત્તિ, ચડસાચડસી, વિટંબણા અને દુઃખી હૃદયની પાર જુએ છે. "જે પોતાની જીંદગી વહાલી ગણે છે તે તે ખોશે." જે તેના નજીવા, સાંકડા, પાપ તરફ પ્રીતિ કરતા, કલહ કંકાસ કરતા પંડને-પ્રકૃતિને મન કચવ્યા વગર ત્યજશે, તેને શાશ્વત જીવન મળશે, કારણ તેમ કરેથી જ તે તે ગહન, સુંદર, સ્વતંત્ર અને પ્રેમથી છલકાતા ભવ્ય જીવનમાં દાખલ થઈ શકશે. જીવનનો પંથ આ છે; કારણ સરળતા રૂપી દરવાજો એ જ સત્કર્મનો દરવાજો છે.



આત્મભોગ, આત્મત્યાગ રૂપી રસ્તો એ (પ્રભુને પામવાનો) ટુંકો રસ્તો છે.

---

* કબીર—

ઘટ બિન કહુ ન દેખિયે, રામ રહા ભરપૂર;
જીન જાન્યો તિન પાસ હૈ, દૂર કહા ઉન દૂર.

## તા. ૮ મી મે.

જ્યાં સુધી માણસ પોતાની જાતને અભ્યાસી-શિખાઉ તરીકે ગણશે નહીં ત્યાં સુધી તે શિખી શકશે નહિ.



" બીજાઓ તરફ હું કેવી રીતે વર્તું છું ? " " બીજાઓ સારૂ હું શું કરૂં છું ? " " બીજાઓ સંબંધી હું કેવા વિચાર કરૂં છું ? " " જેવી રીતે મારા તરફ હું બીજાઓનું વર્તન ઇચ્છું, તેવી રીતે તેમના તરફ મારા વિચારો અને કર્મો નિઃસ્વાર્થ પ્રેમથી પ્રેરાયલા છે, કે અંગત અણગમો, નિર્જીવ વેર, અગર ટૂંકા ધર્માન્ધ અને દૂષિત વૃત્તિના તે પરિણામ છે ? " જ્યારે મનુષ્ય પોતાની જાતને-જ્યારે તેનો આત્મા શુદ્ધ શાંતિ ભોગવતો હોય ત્યારે-આવા કસોટી કરે એવા સૂક્ષ્મ સવાલો પુછે, અને તેના સહુ વિચારો અને કર્મો, શ્રીકૃષ્ણના મૂળ ઉપદેશના ભાવ મુજબ કરે, ત્યારે તેની બુદ્ધિ પ્રબોધિત થશે, જેથી તે કયાં કયાં ભૂલ્યો એ અચૂક જોશે અને તેનું હૃદય અને વર્તન સુધારવામાં તેણે શું શું કરવું જોઇએ, અને તે કયે રસ્તે કરવું તે તે જોશે.



પાપવૃત્તિની સામે થવું* ( જેવાની સાથે તેવા થવું ) એ યોગ્ય નથી. સદ્વર્તન આચરવું એ ઉત્તમોત્તમ છે.

---

* शठं प्रति शाठ्यं कुर्यात् ॥

## તા. ૯ મી મે.

પશુવત્ જીવન ગાળનાર મનુષ્યજીવમાં અંગત વિરોધો ભલે પ્રકૃતિજન્ય-સાધારણ ગણાય, પણ દૈવી જીવનવાળાના હૃદયમાં તેને સ્થાન હોતું નથી.



જ્યારે મનુષ્યજીવ પાપવૃત્તિ સામે-રજોગુણી, તમો-ગુણી પુરુષોની સામે-થવામાં રોકાયલો રહે છે ત્યારે તેનાથી કંઈ સત્કર્મ કરી શકાતું નથી. એટલુંજ નહીં પણ બીજાઓના જે રાગવિરાગ અને ખોટા વિચાર સામે તે ધિક્કાર બતાવે છે તેમાં જ તે ખરેખર ગુંચવાયલો હોય છે; અને તેના મનની આ સ્થિતિનું ખુલ્લું પરિણામ એ આવે છે કે તે પોતે જ પાપાત્મા ગણાઈ બીજાઓ તેની સામે થાય છે. કોઇ પણ મનુષ્ય, મંડળ, ધર્મ કે રાજ્યબંધારણને દુઃખકર્તા ગણી તેની સામે થશે તો તે પોતે જ તેવા ગણાઇ તેનો અટકાવ થશે. તેને પોતાને હેરાનગતિ થાય અને પોતે દૂષિત ગણાય એ જેને મન મોટા દોષ છે, તેણે બીજાને સંતાપતાં અને દોષ દેતાં અટકવું જોઇએ. તેના મનને આજ સુધી જે જે દોષરૂપ ગણાયું હોય તે સૌ તરફથી તેણે ખસી જવું, અને તેમના ગુણ તરફ નજર રાખવી. આ શિખામણ એટલી ગહન અને એટલી બધી અસરકર્તા છે કે તેનું આચરણ માણસને દૈવી જ્ઞાન અને સિદ્ધના ઉચ્ચ શિખરે લઈ જશે.



જે શ્રીકૃષ્ણનાં બોધવચન પાળશે તે પોતાની જાતને જીતશે. અને તેને દૈવી જ્ઞાન મળશે-તે દૈવી પ્રકાશ જોશે.

## તા. ૧૦ મી મે.

### દયાનો ગુણ ખરેખર દૈવી છે.



મનુષ્યજીવ પાપગૃહોમાં એટલો બધો વખત ભરાઇ રહેલો છે કે તે છેવટે પોતાને તેના ઘરનો કીડો–વતની હોય, અને દૈવીસ્થાનથી વિખુટો પડેલો–ભ્રષ્ટ થયેલો હોય એમ સમજે છે, અને તે ( દૈવી ) સ્થાન તેની શક્તિ બહાર છે અને પામવું મુશ્કેલ છે એવું તે માને છે. મનુષ્ય, મૂળથી જ **દૈવી ચેતનાવાળો–આત્મસ્વરૂપ પ્રાણી** છે, અને તેમ હોવાથી **અમર આત્મા–શાશ્વત ચૈતન્ય** જેમને જનસમૂહ **ઈશ્વર** કહે છે તેમના તત્વ અને ગુણવાળો છે. સદ્વર્તન, નહીં કે પાપ, તેનો ખરો ગુણ છે, અપૂર્ણતા–*જીવપણું નહીં, પરંતુ પૂર્ણતા–શિવપણું તેનું મૂળ સ્વરૂપ છે. અને આ સ્થિતિ, જો મનુષ્ય એક સરત કબૂલ રાખે, તે મુજબ વર્તે તો જોઈ શકે અને ચાલુ કાળમાં અનુભવી શકે–અને તે સરત એ જ કે તેની ચંચળ વાસનાઓનો, તેની અહંવૃત્તિનો, તેની બેદરકાઈ અને આપમતલબીઆપણાનો–જે સહુ મનુષ્યના " સ્વાભાવિક ગુણો " કહેવાય છે–જે જન્મ લેતા જીવોને હોય છે તેનો તેણે ત્યાગ કરવો, તેણે સંયતેન્દ્રિય થવું.



શ્રીકૃષ્ણે, તેમની દૈવી શક્તિથી મનુષ્ય હૃદય જાણ્યું હતું, અને તે સદાચારી હોવાની તેમને ખાતરી થઇ હતી.

---

* અખો—

અણજીતો જીવ તું કાં થાય છતો, જોને વિચારી પહેલો કયાં હતો;
જે કાળથી નિરમ્યા જીવ, ત્યાર પહેલો ત્યાં હતો શિવ,
વચ્ચે બીજું કયાંથી વળી, એમ જાણી આમા જા ટળી.

## તા. ૧૧ મી મે.

**મનુષ્યોનાં હૃદય કેવાં ભલાં-સદ્દગુણથી ભરેલાં હોય છે એ જેણે જાણ્યું હોય તેણે અવરજનોના દુર્ગુણો સંબંધી પોતાના સઘળા વિચારો અને શંકાઓ દૂર કરવા, અને તેના અંતરમાં રહેલા સદ્દગુણને ઓળખી તેવું વર્તન રાખવું.**



મનુષ્યમાં એવી દૈવી સત્તા રહેલી છે કે જેના વડે તે આધ્યાત્મિક સિદ્ધિના ઉચ્ચતમ શિખર પર ચઢી શકે; જેથી તે પાપ અને ખોટી શરમ અને શોક ખંખેરી કાઢે, અને તે **પૂર્ણ સત્‌ની-પરમ પિતાની** ઇચ્છા મુજબ વર્તે; જેથી તેના અંતરમાં રહેલી આસુરી શક્તિઓને તે જીતે અને છૂટો, અભય, ઉભો રહી શકે; જેથી તે જગતને જીતી શકે અને ઈશ્વર-રચિત ઉંચા શિખરો પર ચઢી શકે. મનુષ્યજીવ તેની ઇચ્છા, દૃઢ નિશ્ચય, અને દૈવી સત્તાના બળે આ પાર પાડી શકે; પણ એ સઘળું **ઈશ્વરી આજ્ઞાને અનુસરી,** તે પ્રમાણે વર્તવાથી જ હોઇ શકે; તેનું હૃદય કોમળ અને નિરભિમાની થવું જોઇએ; તેણે કલહને બદલે શાંતિ, મનોવિકારને બદલે વિશુદ્ધિ, તિરસ્કારને બદલે પ્રીતિ, આપમતલબીપણાને બદલે આત્મત્યાગ પસંદ કરવાં જોઇએ, અને અસત્‌ને સત્‌થી-અવગુણને સદ્દગુણથી જીતવા જોઇએ.



**સત્યનો પવિત્ર રસ્તો આ છે; નિર્ભય અને શાશ્વતમોક્ષ તે આ છે; અવતારી પુરુષ આવી જુસરીમાં જોડાઈ ભાર વહે છે-આવું જીવન ગાળે છે.**

## તા. ૧૨ મી મે.

**શ્રીકૃષ્ણનો ધર્મોપદેશ એ છે કે સહુએ સંસારમાં રહીને પોતપોતાનાં ધર્મ-કર્મ કરવાં.***



**શ્રીકૃષ્ણ** સાલસ, નમ્ર, પ્રેમાળ, દયાળુ અને શુદ્ધ હતા એ કહેવું તો ઘણું સારૂં છે. પણ એટલું બસ નથી. (એમના ગુણ ગાઈ તમારે બેસી રહેવાનું નથી.) તમારે પણ **તેવા** સાલસ, નમ્ર, પ્રેમાળ, દયાળુ અને શુદ્ધ થવું જોઈએ. **શ્રીકૃષ્ણે** તેમની મનોવૃત્તિઓ તે **પરમ પિતાની** ઇચ્છાને અનુસરી તે તરફ વાળી હતી તે જાણવું આનંદજનક છે. પણ એટલું બસ નથી. તમારે પણ તે રીતે તમારી ઇચ્છાઓ સર્વોપરી સતને આધીન કરવી જોઇએ. **શ્રીકૃષ્ણ**માં રહેલા સદાચાર, સુંદરતા અને લાવણ્યતા (અંતરની ખૂબી) ની, જ્યાં સુધી તે ગુણો તમારામાં પણ નહીં હોય ત્યાં સુધી, તમે કંઈ કદર કરી શકવાના નથી; અને જ્યાં સુધી તેવું વર્તન તમે રાખો નહીં ત્યાં સુધી તે તમારામાં હોઇ શકે નહીં; કારણ **સત્–સદાચાર**માં જે જે ગુણો રહેલા છે તે, તમે તેવા થાઓ નહીં ત્યાં સુધી તમારામાં હોઈ શકે જ નહીં.



**શુદ્ધ સાત્વિક વૃત્તિ–સદાચાર એજ ખરો ધર્મ છે–એ સિવાયનો એકે ધર્મ નથી. (જે ધર્મમાં એ લક્ષણ ન હોય તે ધર્મ ન કહેવાય.)**

---

* અર્જુન ગીતા—

સંસારમાં સરસો રહે, ને મન મારી પાસ;
લોક વિષે લેપાય નહીં, તે જાણ મારો દાસ.

## તા. ૧૩ મી મે.

જેઓ પોતાના આચાર વિચાર દૈવી ઉપદેશને અનુસરતા રાખે છે તેઓ જ પ્રભુની આજ્ઞા પાળે છે.



આપણને અને સૌને બીજાના સદાચારનો, અરે, પ્રભુની કૃપાનો લાભ મળતો હોય તોપણ સંતોષ, સુખ કે શાંતિ મળતાં નથી. કારણ, જ્યાં સુધી આપણે સત્કર્મ આચરીએ નહીં, જ્યાં સુધી આપણું વર્તન સદાચારી થાય નહીં, અરે, સતત પ્રયત્નથી આપણે તન્મય થઇએ નહીં–મન, વાણી, કર્મ સઘળામાં સત્ સાકાર કરાય નહીં–ત્યાં સુધી તેના સુખ અને શાંતિને આપણે જાણી તથા મેળવી શકતા નથી. તેથી હે શ્રીકૃષ્ણના દૈવીગુણ ગાનાર! તું તેવા ગુણોનું અનુકરણ કર, એટલે તું પણ દૈવી પુરુષ થઇશ.

શ્રીકૃષ્ણનો બોધ મનુષ્યોને એક સરળ સત્ય સમજાવે છે, અને તે એ છે કે સદાચાર અને સદ્વર્તન પ્રત્યેક મનુષ્ય આ-ચરી શકે તેમ છે; અને તે કંઇ તેમના વિચારો અને કર્મોની બહારની ગૂઢ અર્થવાળી વસ્તુ નથી; અને તેથી દરેક મનુષ્યે સદાચારી થવું જોઇએ; દરેકે બોલેલું પાળવું જોઇએ; અને મનુષ્યનાં પોતાનાં જ, નહીં કે બીજાનાં કર્મ તેને શાંતિ અને હૃદયનો આનંદ આપે છે, એમ સમજવું જોઇએ.



જે ક્ષમા આપી શકે તે જ ક્ષમાની મધુરતાનો સ્વાદ ચાખી શકે.

## તા. ૧૪ મી મે.

### શ્રીકૃષ્ણ પ્રેમનો અવતાર છે.



જ્યારે **શ્રીકૃષ્ણે** કહ્યું કે "મારા સિવાય તમે કંઈ કરી શકો તેમ નથી" (હું જ સર્વમય છું) ત્યારે તેમણે તેમના ક્ષણભંગુર દેહ સારૂ નહીં, પણ જે પ્રેમ તેમના જીવનમાં ઓતપ્રોત થઈ ગયો હતો, જેના તેઓ સાક્ષાત્ મૂર્તિરૂપ હતા, જે તેમના આચાર વિચારમાં પૂરેપૂરો દેખાતો હતો, તેના સાર્વત્રિક બળ સારૂ કહ્યું હતું; અને તેમનું આ વચન સત્ય, અલંકાર રહિત હતું; કારણ માણુસના જે કર્મો સ્વાર્થી મતલબને અંગે કરવામાં આવે છે તે નિઃસાર અને ગુણરહિત હોય છે, અને જ્યાં સુધી તે તેના અંગત ભોગવિલાસોમાં પડયો રહે છે ત્યાં સુધી તે નશ્વર રહે છે, મૃત્યુથી બિહે છે, અને અંધકારમાં–અજ્ઞાનમાં પડી રહે છે. મનુષ્યમાં રહેલી પશુવૃત્તિ, દૈવી શક્તિ સામે ઉભી રહી શકતી નથી, અને તેથી તે તેને ઓળખી શકતી નથી; દૈવીશક્તિ જ ફકત દૈવીશક્તિ સામે ઉભી રહી શકે, તેને મળી–ભેટી શકે. માણસમાં રહેતું દ્વેષભાવનું તત્વ પ્રેમના તત્વને ઝુલાવી શકે નહીં–તે સાથે એકસૂર મેળવી શકે નહીં; ફક્ત પ્રેમ પ્રેમને ઓળખી શકે; અને તેમની એકગાંઠ થઇ શકે. મનુષ્ય દૈવી જીવ છે. મનુષ્યમાં પ્રેમનો અંશ છે; અશુદ્ધ સ્વાર્થી તત્વો જેમની પાછળ તે અંધ થઈ ફરે છે, તેમને જો ત્યજે તો તે પ્રેમનો અંશ અનુભવી શકે, અને તેમ થયે પ્રભુના અવ્યક્ત આત્મામાં તે ભળી શકે.



પ્રેમના આ તત્વમાં જ્ઞાન, બુદ્ધિચાતુર્ય, અને પ્રજ્ઞા સહુ સમાયલાં છે.

## તા. ૧૫ મી મે.

જ્યાં સુધી મનુષ્ય પ્રેમમય વર્તન આચરે નહીં ત્યાંસુધી પ્રેમની ખરી ખુબી તેનાથી પૂરી સમજાતી નથી-તે પૂર્ણ પ્રેમી થઈ શકતો નથી.



શ્રીકૃષ્ણના દરેક ઉપદેશમાં કહેલું છે કે તે ઉપદેશ મુજબ ચાલતાં પહેલાં દરેક સ્વાર્થી-અંગત વિચારોનો, બદલાની કંઇ પણ આશા રાખ્યા સિવાય, સમૂળગો ત્યાગ કરવો જોઇએ. જ્યાં સુધી તે અસત્‌ને વળગી રહે ત્યાં સુધી તે સત્ સમજી શકે નહીં, જ્યાં સુધી તે માયામાં લપટાઇ રહે, ત્યાં સુધી તે સત્યનું-ઈશ્વરનું કામ કરી શકે નહીં. જ્યાં સુધી મનુષ્ય દુર્વાસના, ધિક્કાર, અહંકાર, બેડશાઇ, ઇન્દ્રીઆદિક વૈભવનો મરજી મુજબ ઉપભોગ અને લાલસા રાખે ત્યાં સુધી તે કંઇ કરી શકે તેમ નથી; કારણ આ સૌ પાપી વિચારનાં કર્મો ખોટાં અને નાશવંત હોય છે. જ્યારે તે પ્રેમસ્વરૂપને આધીન થાય છે, અને તે શાંત, નમ્ર, શુદ્ધ, દયાળુ અને ક્ષમાશીલ બને છે ત્યારે જ તેના હાથે સત્કર્મો-ઈશ્વરનાં કાર્યો થાય છે, અને જીવનનો લહાવો-સત્યજીવનના ફળો તે લઇ શકે છે. ડાળ-પાંતરા વિનાનો દ્રાક્ષનો વેલો તે વેલો નથી, અને ડાળ પાંતરા હોય તોપણ તેને ફળ લાગે નહીં ત્યાં સુધી તે અપૂર્ણ ગણાય છે.

સૌ તરફ અંતરથી, મનથી અને કર્મોદ્વારા પ્રેમ રાખેથી, મેલા અને નુકસાનકારક વિચારોને મનમાં સ્થાન નહીં આપેથી, તે તેના જીવનનાં અમર તત્વો શોધી શકે છે.



મનુષ્યને પાપથી દૂર રહેવા સારૂ નિષ્પાપ પ્રેમ એ જ ખરી ઓથ-આશ્રય છે.

## તા. ૧૬ મી મે.

**પ્રેમ એ તેનામાં વસતું શાશ્વત તત્વ ( સત્વ ) છે ( ખાલી નામ નથી ) એવું મનુષ્ય સમજે તે પહેલાં, જે સ્થૂળ દેહની વાસનાઓ પ્રેમનું દર્શન અટકાવે છે તે સર્વનો તેણે સમૂળો નાશ કરવો જોઇએ.**



કલહ, તિરસ્કાર, નિંદા, મલિનતા, અહંકાર, અને આપમતલબીપણું—એ સઘળું છોડીને, અને **પ્રેમમય** કર્મો અને વિચારો આચરીને જ, મનુષ્યજીવ પોતાની જાતને **પ્રેમરૂપી** વેલ સાથે રાજી ખુશીથી જોડી શકે. તેમ કરેથી તે તેનામાં રહેલો દૈવી ગુણ જે આજ સુધી દબાઇ રહ્યો હતો અને જે તેની ગણતરીમાં નહીં હતો—જે તેના પોતાનામાં હોવાનું તે નાકબૂલ કરતો હતો તેને જાગૃત કરશે. જ્યારે જ્યારે મનુષ્ય ગુસ્સો, અધીરતા, લઘુતા, અહંકાર, બેડશાઇ, અગર કોઈ પણ જાતની સ્વાર્થ વૃત્તિને આધીન થાય છે ત્યારે તે **પવિત્ર આત્માનો** ઇનકાર કરે છે, તે **પ્રેમથી** વિમુખ થાય છે. ફક્ત આવી જ વૃત્તિથી, અને નહીં કે અમુક બંધારણવાળા પંથનો અસ્વીકાર કરવાથી **પ્રભુનો** ઇનકાર થાય છે. જેણે સતત મથનથી પોતાની જાતને મલિનતામાંથી શુદ્ધિમાં આણી છે, જેણે ઉદાર, નીતિનિયમાધીન યત્નવડે તે નશ્વર પંડ, જે સઘળા દુઃખ, શોક અને બેચેનીનું મૂળ છે, તેના પરની મોહિની છોડી દીધી છે, અને પોતાની જાતને સમજુ, નમ્ર, શાંત, પ્રેમાળ અને શુદ્ધ બનાવી છે તે જ **આત્માને** ઓળખી શકે છે.



**આવો સ્તુત્ય આત્માનુભવ મેળવવો એ ઉન્નતિની—પ્રગટીકરણની પૂર્ણાહુતિ છે, જીવનનો પરમ હેતુ છે.**

## તા. ૬૭ મી મે.

જેમ સ્વાર્થવૃત્તિ સઘળા કલહ અને દુઃખનું કારણ છે, તેમ પ્રેમ સઘળા સુખ અને શાંતિનું કારણ છે.



જેઓ પોતાના મનોરાજ્યમાં શાંત–સુખી હોય છે તેઓ બીજી બહારની વસ્તુમાં સુખ શોધવા જતા નથી. તેઓ જુએ છે કે તેવા સઘળા વળગણુ ફક્ત ક્ષણિક અસર–ફળ આપે છે, જે જ્યારે જરૂર લાગે છે ત્યારે તેમનો સમય સાચવવા પુરતા આવી ચઢે છે, અને તેમનું કામ સરેથી–તેમનો વખત પૂરો થયે જતા રહે છે. પૈસો, કપડાં, ખોરાક ઇત્યાદિ ચીજો ફક્ત ( જીંદગીની ) જરૂર પુરતી છે, અને તે સત્ય જીવનનાં ફળ છે, એ સિવાય બીજો વિચાર તેમને આવતો નથી. તેથી કરીને તેઓ સઘળી ચિન્તા અને માથાકુટમાંથી મુક્ત થાય છે, અને પ્રેમમય રહી–પ્રેમપર આધાર રાખી તેઓ પૂર્ણ સુખી જીવન ગાળે છે. તેઓ પ્રેમની મૂર્તિરૂપ દેખાય છે. વિશુદ્ધિ, દયા, જ્ઞાન, અને પ્રેમનાં અમર તત્વો તેમના પાયા રૂપ હોવાથી તેઓ અમર થાય છે, અને પોતે અમર હોવાનું જાણે છે; તેઓ ઇશ્વર સાથે–પરમ સત્ સાથે એકરૂપ હોય છે, અને તેઓ પરમેશ્વર સાથે એકરૂપ હોવાનું જાણે છે. સર્વ વસ્તુઓને તેમના ખરા સ્વરૂપમાં જોવાથી તેઓ કાંઈ પણ બનાવને દોષયુક્ત ગણી શકતા નથી. ( જે થાય છે તે સારા સારૂ જ હશે–આપણા કર્મ મુજબ હશે જ એવું તેઓ ધારે છે. )



સહુ મનુષ્યો ખરી રીતે તો ઈશ્વરી અંશવાળા છે, જો કે તેમને તેમના દૈવી ગુણનું ભાન હોતું નથી.

## તા. ૧૮ મી મે.

### સઘળા કહેવાતા દુઃખનું કારણ અજ્ઞાનતામાં જોવામાં આવે છે.



એમ નહીં સમજશો કે મનોરાજ્યમાં વિહરતા મનુષ્યો એશઆરામ અને અનિયંત્રિત ભોગવિલાસમાં પડયા રહે છે; (આ બે પાપો તો મનોરાજ્યની શોધમાં દાખલ થનારે પ્રથમથી નિર્મૂળ કરવાના છે;) તેઓ શાંત ચિત્તે તેમનું કામ કર્યો જાય છે; ખરૂં જીવન તો તેઓ જ ગાળે છે; કારણ સ્વાર્થમાં મચી રહેલું જીવન, અને તેની પૂઠે–તેના પરિણામ રૂપ આવતા ઉપાધિ, દુઃખ અને ભયવાળું જીવન તે ખરૂં જીવન નહીં કહેવાય. તેઓ તેમની ફરજો–તેમના ધર્મ, સ્વાર્થનો વિચાર કર્યા સિવાય, ખાસ સાવચેતી રાખી તન દઇ બજાવે છે, અને તેમનાં સઘળાં સાધન તેમજ સત્તા અને શક્તિ જે તેમનામાં ઘણા વૃદ્ધિ પામેલા હોય છે તેનો પૂરો ઉપયોગ તેમની આસપાસની સૃષ્ટિમાં અને અવરજનોના હૃદયમાં ન્યાયી જીવન સ્થાપવામાં કરે છે. પ્રથમ કરી બતાવવું અને તે પછી શિખામણ આપવી, આ તેમનું કામ છે, તેમને શોક થતો જ નથી, તેઓ નિરંતર આનંદમાં રહે છે. કારણ જગતમાં દુઃખ તો તેઓ જુએ છે, છતાં છેવટનું સ્વર્ગનું સુખ (મોક્ષ) અને અખંડ ધામ પણ તેમની નજરે પડે છે.



જે કોઇ તૈયાર હોય તેણે ચાલુ કાળમાં જ આગળ આવવું.

## તા. ૧૯ મી મે.

મૃત્યુ પછીનું સ્વર્ગ એ કંઈ કાલ્પનિક વસ્તુ નથી, ખરૂં કાયમનું સ્વર્ગ તો હૃદયમાં છે.



આ જગતમાં અને આ જીંદગીમાં થતા પાપ અને તેના પરિણામથી છુટા થવામાં જ મોક્ષ છે એવી શ્રીકૃષ્ણની માન્યતા હતી, અને તે મુજબ તેમનો બોધ હતો, અને તે મોક્ષ આ ભવમાં અને આ જ દેહમાં મેળવવો જોઇએ; અને આ સ્થિતિ પાપનો સમૂળો ત્યાગ કરવાથી જ સધાય છે, જેમ કરેથી પૂર્ણ શાંતિ, પૂર્ણ સુખ, પૂર્ણ જ્ઞાનરૂપવાળું ઈશ્વરનું રાજ્ય હૃદયમાં અનુભવાય છે.

જ્યાં સુધી મનુષ્ય બીજો જન્મ લે નહીં ત્યાં સુધી તે ઇશ્વરનું રાજ્ય જોઈ શકે નહીં. મનુષ્યે નવું રૂપ ધારણ કરવું જોઇએ; અને જુનો-જીર્ણ પીંડ પૂરો ત્યજી દીધા સિવાય નવો દેહ તે શી રીતે લઈ શકે? જે મનુષ્ય એવું ધારે છે કે તેનો પ્રથમનો-જુનો સ્વભાવ, આપમતિયાપણું, બેડશાઇ, અને સ્વાર્થ વૃત્તિને વળગી રહીને પણ, અમુક શાસ્ત્ર કે ધર્મ-પદ્ધતિ સ્વીકારેથી કોઇ અચિન્ત્ય યા ગુપ્ત માર્ગે તે નવો દેહ ધારણ કરી શકે--સદ્‌ગતિ પામી શકે તેની આગલી સ્થિતિ કરતાં હાલની સ્થિતિ વધુ ભૂંડી બને છે.



જ્યાં પ્રેમનું રાજ્ય છે અને જ્યાં શાંતિનો કાયમ વાસ છે ત્યાં સ્વર્ગ છે.

## તા. ૨૦ મી મે.

પૂર્ણ આત્માની પ્રૌઢ ઝાંખી શ્રદ્ધાળુ, નમ્ર, અને સત્ય માર્ગીને થાય છે.



**શ્રીકૃષ્ણનો** જે આદેશ **ઈશ્વરની** દૈવી શક્તિઓને મનુષ્યની આગળ ખુલ્લી કરે છે, તે ખરેખર શુભ સમાચાર આપે છે; તે પાપપીડિત મનુષ્યોને જે કહે છે તેનો ભાવાર્થ એ છે કે "સુતા છો ત્યાંથી જાગૃત થઇ ચાલવા માંડો–તમારૂં મન સંસારમાંથી સંકેલી લો;" જો મનુષ્ય સદાચારને માને, અને પોતાના જીવનમાં પાપરહિત સદાચારનો સાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધી તે **સદાચાર** તરફ લક્ષ આપી તે મેળવવા કોશિષ કરી તેમાં ફતેહમંદ થાય, તો તેણે પાપી અને અજ્ઞાની મનુષ્ય તરીકે અંધકારમાં રહેવાનું નથી, એમ પણ તે આદેશ કહે છે. **શ્રીકૃષ્ણે** પોતાના આદેશોમાં દર્શાવી આપ્યો છે તે નિયમ આ પ્રમાણે માનવામાં તથા તેમાં પાર ઉતરવામાં મનુષ્યને તે પૂર્ણ નિયમ માર્ગોપદેશરૂપ છે, એટલું જ નહીં પણ તેના પોતાનામાં વસતો **સત્યાત્મા,** "દુનિયામાં આવનાર દરેક મનુષ્યને જે પ્રકાશ આપે છે તે પ્રકાશ" તેને અંદરથી ભોમિયારૂપ–મદદરૂપ થાય છે, જેની પાછળ પાછળ જવાથી તે આદેશોનું દૈવી કારણ તે અચૂક જોઇ શકશે.



અમર આત્માનું પૂર્ણ સદ્દવર્તન અનુભવો–વ્યવહારમાં મુકો.

## તા. ૨૧ મી મે.

પૂર્ણ શ્રદ્ધા, પૂર્ણ જ્ઞાન, પૂર્ણ શાંતિ એ જ સ્વર્ગનું રાજ્ય છે.



ઐશ્વરી પુરુષો તેમના આચાર વિચારથી ઓળખાય છે. પ્રેમ, આનંદ, શાંતિ, ભારે સહનશક્તિ, દયા, સદ્‌વૃત્તિ, પ્રામાણિકપણું, કોમળતા, નિયમિતપણું, આત્મસંયમ—જીવાત્માના આ સઘળા ગુણો તેઓ દરેક સ્થિતિમાં અને ફરતી છાંયડીમાં બતાવે છે. ગુસ્સો, ભય, વહેમ, અદેખાઈ, ધૂન—તોર, ચિન્તા અને શોકથી તેઓ તદ્દન મુક્ત હોય છે. **ઈશ્વરના નીતિનિયમ** મુજબ વર્તતાં તેઓ આ જગતમાં પ્રવર્તતા ગુણોથી તદ્દન ઉલટા જ ગુણો—જે ગુણો જગતને મન મૂર્ખ, બિનવ્યવહારૂ જણાય છે તે મુજબ વર્તે છે. તેમને હક્ક જોઇતા નથી; તેઓ તેમની જાતનો બચાવ કરતા નથી; વેર લેતા નથી; તેમને ભૂંડું કરવા ઇચ્છનારનું તેઓ ભલું કરે છે; તેમને અનુકૂળ થનાર સાથે તેમજ તેમની વિરુદ્ધ જનાર અને તેમની ઉપર હુમલો કરનાર સાથે એકસરખો નમ્ર સ્વભાવ દાખવે છે; બીજાઓની ટીકા કરતા નથી; કોઇ પણ મનુષ્ય કે નિયમને દૂષિત ઠરાવતા નથી, અને સૌ સાથે સલાહ શાંતિમાં રહે છે.



દરેક સ્ત્રીપુરુષના હૃદયમાં તે ( સ્વર્ગનું ) રાજ્ય રહેલું છે.

### તા. ૨૨ મી મે.

હમેશ પ્રયત્ન કરી અને ખંતપૂર્વક કામ કરી તે રાજ્ય શોધી કાઢો.



**ન્યાયમંદિર** બંધાઇ ગયું છે અને **વિશુદ્ધિ, પ્રજ્ઞા, દયા** અને **પ્રેમ**–આ ચાર નિયમો તેની ચાર દિવાલો છે. **શાંતિ** તેનું છાપરૂં છે; **દૃઢ નિશ્ચય** તેનું ભોંયતળિયું છે; **નિઃસ્વાર્થ કર્મ** તેનું પ્રવેશદ્વાર છે; **સ્ફુરણા–અંતરનો પ્રબોધ** થાય એવું **તેની** આસપાસનું વાતાવરણ છે, અને તેનું ગાયન પૂર્ણ **આનંદ** છે. તેને કોઈ હલાવી શકે તેમ નથી, અને હમેશ ટકે તેવું અને **અક્ષય** હોવાથી, ભવિષ્યમાં બનવાના બનાવ બાબત વિચાર કરી–ચિન્તા કરી તેનો બચાવ ખોળવાની જરૂર નથી. અને હૃદય-માં **સ્વર્ગનું રાજ્ય** સ્થપાયા બાદ જીંદગીની સ્થૂળ જરૂરિયાતો મેળવવાની ખાસ ફિકર હોતી નથી, કારણ **પરમ વસ્તુ** શોધ્યા પછી–પરમને પામ્યા પછી તે ચીજો તો કર્મના પરિણામ મુજબ આવે છે, જીવન નિભાવવા સારૂ થતા પ્રયાસ બંધ પડે છે, અને આધ્યાત્મિક, માનસિક અને સ્થૂલ જરૂરિયાતો **બ્રહ્માંડનો રેલછેલ થતો ખજાનો** હમેશ પૂરી પાડે છે.



સ્વર્ગનું રાજ્ય મેળવવા હુંપણાના સંપૂર્ણ ત્યાગરૂપી કિમ્મત આપો. ( અહંભાવનો તદન નાશ કરો. )

## તા. ૨૩ મી મે.

**ચાલુ કાળમાં—ચાલુ વર્તમાન કાળમાં જ બધું બની શકે તેમ છે.**



ચાલુ સમય, જેમાં આયુષ્યનો સમાવેશ થયલો છે તે જ સત્ય છે. આયુષ્યકાળ કરતાં તે વધારે મોટો અને લાંબો છે; એ તો આપણી આંખ આગળ તરતું સત્ય છે. ભૂત કે ભવિષ્ય તે જાણતું નથી, અને હમેશ પ્રતાપી અને સજીવ છે. દરેક પળ, દરેક દિવસ, દરેક વર્ષ પૂરૂં થાય એટલે, ભલે તદ્દન ભૂલી ન જવાય, પણ સ્મરણપટ પર તો એની રેખા ઝાંખી નજીવી રહે છે, અને સ્વપ્નવત્ લાગે છે.

ભૂત અને ભવિષ્ય સ્વપ્નાં છે, **વર્તમાન** એ જ સત્ય છે—**વર્તમાન કાળમાં જ** સઘળું છે. સઘળી ચીજો ચાલુ કાળમાં બની શકે તેમ છે. સઘળી સત્તા, સઘળી શકયતા, સઘળી પ્રવૃત્તિ વર્તમાન કાળમાં જ ( થઇ શકે તેમ ) છે. ચાલુ કાળમાં કામ હાથ ન ધરાય, અને પૂરૂં ન થાય તો કોઈ કાળે પણ હાથ ધરાશે કે પૂરૂં કરાશે નહીં. આમ બન્યું હોત તો આમ કરત એવા વિચાર કરવા, અને આમ આમ કરીશ એવા હવાઇ કિલ્લા બાંધવામાં જીવન ગાળવું એ મૂર્ખામી છે; પણ પશ્ચાત્તાપ કોરે મુકી—ગઇ ગુજરી વિસરી જઈ, ધારણા સ્થિર કરી, **વર્તમાન કાળમાં** જ કામ આરંભો અને કરો એમાં જ ડહાપણ છે.



ચાલુ વર્તમાન કાળમાં જ માણસમાં બધી સત્તા છે. ( ચાલુ સમય જવા નહીં દે તો તે ધારે તે કરી શકે છે. )

## તા. ૨૪ મી મે.

**અંધકારવાળી જમીનમાં તારૂં મન વિહાર કરવા લલચાય એવે રસ્તે જવું બંધ કર.**



ચાલુ વર્તમાનમાં જ મનુષ્યને સર્વ સત્તા છે; પણ તેથી તે અણજાણ હોવાથી એવું બોલે છે કે "આવતે વર્ષ, અગર કેટલાંક વર્ષ પછી, અગર અમુક જન્માન્તરો પછી હું પૂર્ણ (જીવ સ્વરૂપે) થઇશ." **ઈશ્વરના રાજ્યમાં રહેનારા–ઈશ્વરી જીવન ગાળનારા** અને ઘડીપળનો–ચાલુ સમયનો લાભ લેનારા "હું હમણાં પૂર્ણ છું" એવું કહે છે, અને ચાલુ વર્તમાનમાં સઘળા પાપથી દૂર રહી, તથા મનના સઘળા દરવાજા પર–તેની સઘળી ગતિ પર નિરંતર નજર રાખતા રહી, ભૂત કે ભવિષ્યની યા આગળપાછળની ચિન્તા કરતા નથી, અને તેથી તેઓ નિરંતર પવિત્ર અને સુખી રહે છે. નિર્માણ થયેલો આયુષ્ય કાળ વર્તમાન કાળ જ છે, અને ચાલુ સમય એ જ મોક્ષનો દિવસ છે. તમારી જાતને કહો કે "મારી ભાવના મુજબ હું હમણાં વર્તીશ, હમણાં જ હું તેવો પૂર્ણ થઇશ, અને જે કંઇ મારી ભાવનાથી મને દૂર લઇ જવા કરશે તે તરફ લક્ષ આપીશ નહીં; મારી **ભાવના** કહેશે તેમ કરીશ." આવો નિશ્ચય કર્યાથી અને તે મુજબ વર્તવાથી તમે **પરમાત્માથી** વિમુખ થશો નહીં, અને હમેશ **સત્યસ્વરૂપ** દાખવશો.



**તારૂં સનાતન, અંતરનું દૈવી સત્વ ચાલુ કાળમાં જ બતાવ.**

## તા. ૨૫ મી મે.

**દૃઢ થાઓ, એક નેમ રાખો, તમારો નિશ્ચય હમેશ સતેજ કરો.**

લોભના સમયે સત્યમાર્ગથી ચલશો નહીં. ગુસ્સે થવાના કારણથી દૂર રહો. જ્યારે ગુસ્સો ચઢી આવે ત્યારે તેને દાબી તાબે કરો. મન ભટકે ત્યારે તેને ઉચ્ચ માર્ગે લઈ જવા પાછું ખેંચો. એમ ન સમજશો કે "હું *શિક્ષક પાસેથી યા પુસ્તકો દ્વારા સત્ય શિખીશ." સત્ય તો આચારમાં મુકવાથી જ મેળવી શકશો. શિક્ષક અને પુસ્તકો ઉપદેશ આપ્યા સિવાય વધુ કાંઈ કરી શકે તેમ નથી, અને તે ઉપદેશો તમારે અમલમાં મુકવા. જેઓ, તેમને આપેલા નિયમો અને ઉપદેશ શ્રદ્ધાપૂર્વક પાળે છે, અને પોતાના જ બળ ઉપર આધાર રાખે છે તેમને જ્ઞાન મળશે. સત્ય મેળવવું જ જોઈએ. ચમત્કારિક દેખાવોથી દોરાઈ જશો નહીં, કે ભૂતપ્રેત યા મરેલા જીવો સાથે સંબંધ જોડવા ઇચ્છશો નહીં; પણ સત્યનો મહાવરો રાખી, સદ્ગુણ, સુબુદ્ધિ, અને **સર્વોત્તમ નિયમનું** જ્ઞાન સંપાદન કરો. ગુરુ ઉપર શ્રદ્ધા રાખો, (**કર્મના**) **નિયમ** ઉપર શ્રદ્ધા રાખો, **ન્યાયના માર્ગ** ઉપર–**ન્યાયી જીવન** ઉપર શ્રદ્ધા રાખો.

**સઘળા સંદેહ અને આરણકારણ દૂર કરો, અને અપૂર્વ શ્રદ્ધાપૂર્વક વિવેકના ઉપદેશો અમલમાં મૂકો.**

---

* ગોપાળદાસ—

ગુરુ તો તેને જાણીએ, જેહેને હરીનું જ્ઞાન;
તે ગુરુને શું કીજીએ, જે ફુંકે છે કાન.
કાન ફુંકીને છોડીઆ, હરીનો નહીં નીરધાર;
તે ગુરુએ એવું કર્યું, જેમ પરણી છોડી નાર.
ગુરુ બિચારા શું કરે, જે ચાલે મુનહી સાન;
વ્યાપક રામ પીછે નહીં, લાગે ફુંકાવવા કાન.

## તા. ૨૬ મી મે.

અતિશયોક્તિની જરૂર નથી; જેવું હોય તેવું-સત્ય બોલશો તો બસ છે.



સાચું અને હૈયે હોય તેવું જ બોલજો. આંખચાળાથી કે અંગચેષ્ટાથી કોઇ પણ રીતે કોઈને છેતરશો નહીં. જેમ એક ઝેરી સર્પથી, રખેને તેના પાશમાં સપડાઓ એવી બ્હિકથી દૂર રહો છો તેમ નિંદા કરતાં દૂર રહો. જે બીજાની નિંદા કરે છે તેને શાન્તિનો માર્ગ જડતો નથી. નવરા બેઠા ગપ્પા મારવાની સઘળી ખોટી આદત છોડી દો. બીજાઓના ઘરસંસારની -ખાનગી બાબતોની વાત કરશો નહીં; સંસારના-અમુક સંસ્થાના રીતરિવાજ બાબત વાદવિવાદ કરશો નહીં, તેમજ સુવિખ્યાત પુરુષોની ટીકા કરશો નહીં. બીજા ઉપર આળ ચઢાવશો નહીં, અથવા ગુન્હાનો આરોપ મુકશો નહીં, પણ સઘળા અપરાધ-નુકસાન તરફ નિર્દોષ નજરે જોજો. જેઓ નીતિના માર્ગે ચાલતા નથી તેમને દોષ દેશો નહીં, પણ તેમના પર દયાભાવ રાખી તમે તમારા માર્ગે જજો. ગુસ્સારૂપી ભભુકાને સત્યરૂપી શુદ્ધ પાણીથી હોલવો. બોલવામાં વિનય રાખો, અને હલકી, નજીવી-છાલકાઈવાળી કે અમર્યાદ મશ્કરી કરશો નહીં, અથવા તેમાં ભાગ લેશો નહીં, ગંભીરતા અને પૂજ્યભાવ એ વિશુદ્ધિ અને વિવેકનાં લક્ષણો છે.



સત્ય બાબત શંકા રાખશો નહીં, પણ તેવું જીવન ગાળો.

## તા. ૨૭ મી મે.

### મિતાહાર, પુખ્તાઇ અને આત્મસંયમ સુખકર્તા છે.



ફળની* આશા રાખ્યા સિવાય, તમારૂં કામ પૂર્ણ પ્રામાણિકતાથી બજાવો. તમારૂં કામ કરતી વેળા એકે સ્વાર્થી કે મોજશોખના વિચારથી લલચાઈ જશો નહીં. બીજાના કામમાં વચ્ચે પડશો નહીં. સઘળાં કામ પ્રામાણિકપણે કરો. ખરી કસોટીના પ્રસંગે, તમારાં સુખ અને જીવ જોખમમાં આવે તોપણ સત્યના માર્ગથી ચળશો નહીં. અજીત નેકીવાળા પુરુષને કોઈ જીતી શકે તેમ નથી; તેને કોઇ ભરમાવી શકે તેમ નથી; સંશય તથા વ્યાકુળતાની દુઃખભરી ગુંચવણોથી તે બચી જાય છે. કોઈ તમને ગાળો દે, યા દોષ મૂકે, યા તમારી નિન્દા કરે તો ચૂપ રહેજો, અને મીજાજ કાબુમાં રાખજો; કારણ ભૂંડું કરનાર, જ્યાંસુધી તમે વેર લેવા તૈયાર નહીં થાઓ અને એના મનની બૂરી સ્થિતિ જેવી તમારી નહીં કરો ત્યાં સુધી તમને ઇજા કરી શકે તેમ નથી, એટલું સમજવા યત્ન કરજો. વળી ભૂંડું કરનાર પોતાની જાતને કેટલું નુકસાન કરે છે તેનો ખ્યાલ કરી તેના પર દયાની દૃષ્ટિથી જોવા કોશિષ કરજો.



**શુદ્ધ મનવાળા મનુષ્ય એવો વિચાર નહીં કરે કે "મને બીજાએ નુકસાન કર્યું." તે પોતાની જાત સિવાય બીજાને શત્રુ જાણતા નથી.×**

---

* ભગવદ્‌ગીતા અ. ૩, શ્લોક ૧૯.

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।

असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥

**અર્થ**—આ કારણથી ફળની ઇચ્છાનો ત્યાગ કરી આવશ્યક નિત્યનૈમિત્તિક કર્મ કર. નિષ્કામ બુદ્ધિથી કર્મ કરનાર પુરુષના ચિત્તની શુદ્ધિ થઈ તેને પરમપદની પ્રાપ્તિ થાય છે.

× आत्मैव हि रिपुरात्मनः ॥ (ગીતા.)

આત્મા જ આત્માનો દુશ્મન છે.

## તા. ૨૮ મી મે.

**તમારી પ્રીતિભાવના એટલી બધી વધારો અને લંબાવો કે તમારૂં જીવન દયામય થઇ જાય–તમે તે ભાવનામાં ગરકાવ થઈ જાઓ.**



કોઇના ઉપર અદાવત રાખશો નહીં. ક્રોધને દાબો અને દ્વેષભાવને તાબે કરો. એકસરખા દયાભાવ અને લાગણીથી સૌનો વિચાર કરો અને સૌ તરફ તેવું વર્તન રાખો. ખરી કસોટીના પ્રસંગે કડવા યા રોષભર્યા શબ્દો ઉચ્ચારશો નહીં; પણ રોષ સામું શાંતિ, મશ્કરી સામું ધીરજ, અને દ્વેષ સામું પ્રેમનો ઉપયોગ કરો. કોઈ પક્ષમાં ભળશો નહીં, પણ સલાહ કરાવનાર થાઓ. માણુસ માણુસ વચ્ચે ભેદભાવ વધારશો નહીં, યા એકપક્ષ સાથે ભળી જઇ બીજા સામું લઢવાઢ વધારશો નહીં, પણ સૌને સરખો ન્યાય, સરખો પ્રેમ, સરખી શુભેચ્છા આપજો. તમારાથી જુદા મતના ગુરુઓ, ધર્મો યા સંપ્રદાયોનું ઘસાતું બોલશો નહીં. ગરીબ અને તવંગર, સેવ્ય અને સેવક, સત્તાધિકારી અને તાબેદાર, શેઠ અને નોકર વચ્ચે ભેદરૂપી દિવાલ ઉભી કરશો નહીં, પણ તેમની પ્રત્યેકની ફરજો પર–પ્રત્યેકના જુદા જુદા કામો પર લક્ષ રાખી, સૌ તરફ સમાનવૃત્તિ રાખજો. મનને વખતો વખત કાબુમાં રાખેથી, કડવાશ અને રોષને તાબે કરેથી, અને અડગ પ્રીતિભાવ પ્રાપ્ત કરવા યત્ન કરેથી શુભેચ્છાની ભાવનાનો છેવટે ઉદય થશે.



બળવાન, ઉત્સાહી અને દૃઢ નિશ્ચયવાળા થાઓ.

## તા. ૨૯ મી મે.

ન્યાયી, ચતુર અને સાર અસાર જોઈ શકે એવી દૃષ્ટિવાળા થાઓ.



સૌ કાર્યો વિચારપૂર્વક કરો. સૌ ચીજોની ખાતરી કરી જુઓ. જ્ઞાન મેળવવા અને સમજવા ઈંતેજાર થાઓ. તમારા વિચાર ન્યાયપુરઃસર રચો. તમારા વચન અને વર્તન પરસ્પર સંબંધ રાખતાં કરો. તમારૂં મન સરળ થાય અને તેના દોષ દૂર થાય તે સારૂ તેના પર જ્ઞાનરૂપી ઉગ્ર તેજ નાંખો. તમારી જાતને કસીને ચોકસ રીતે તપાસો. માન્યતા, ઉડતી વાતો, અને અટકળ છોડી દો, અને જ્ઞાનનો આશરો લો. મહાવરાથી મેળવેલા–આચારમાં મુકેલા જ્ઞાનનો જે આશરો લે છે, તેનામાં ઉચ્ચ પરંતુ નમ્ર દૃઢતા–આત્મવિશ્વાસ આવે છે અને **સત્ય વચન** પ્રતાપપૂર્વક–મક્કમપણે બોલી શકે છે. વિવેકબુદ્ધિમાં પાવરધા થાઓ. સારા અને બુરાનો ભેદ કરતાં, સંસારની ઘટમાળ જોતાં, અને તેમનો એકમેક સાથેનો પરસ્પર સંબંધ સમજતાં શિખો. માનસિક અને સાંસારિક–સૂક્ષ્મ અને સ્થૂલ સઘળી વસ્તુઓમાં કાર્યકારણનો નિયમિત ક્રમ જોવા મનને ખોલો–જાગૃત કરો. એમ કરવાથી એક તરફ પાપ અને સુખ-ભોગની લાલસાની અધમતા, અને બીજી તરફ ઉચ્ચ સદ્‌ગુણ અને નિષ્કલંક શુદ્ધિના ગૌરવ અને આનંદ પ્રકટ થશે.



સત છે. અવ્યવસ્થા–અસત છેજ નહીં.

## તા. ૩૦ મી મે.

**તમારા મનને કારણત્વનો—અમુક કાર્ય શાથી ઉત્પન્ન થયું તે પરમ નિયમ, જે અચૂક ન્યાય આપે છે તે લક્ષમાં લેતાં શિખવો.**



ત્યારે જ તમે તમારી સ્થૂલ આંખોથી નહીં પણ સત્યની શુદ્ધ અને ચોખ્ખી દૃષ્ટિવડે જોઇ શકશો. કેટલા અસંખ્ય જન્માન્તરોના અનુભવ મેળવી સૂક્ષ્મ જીવ તરીકે તમે અત્રતર્યા છો, જન્મમરણના લાગલાગટ કેટલા ફેરા ફર્યા પછી તમે અધોગતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં, ઉચ્ચ સ્થિતિમાંથી ઉચ્ચતર દશા મેળવી છે, મનના હમેશ બદલાતા વલણોનું બંધારણ કર્મ તથા વિચાર વડે કેવી રીતે થયું છે, અને હમણાં તમે જે સ્થિતિ ભોગવો છો તેનો તમારાં કર્મો પર કેટલો આધાર છે, એ જોશો ત્યારે જ તમે તમારો જાતિસ્વભાવ સમજી શકશો. આ રીતે તમારો સ્વભાવ સમજીને તે જ ધોરણે તમે બીજા પ્રાણીઓના સ્વભાવ સમજશો, અને હમેશ તેમની દયા ખાશો. ત્યારે તે પરમ કાયદો સર્વ સામાન્ય રીતે સમજી શકશો, એટલું જ નહીં પણ પ્રત્યેક વસ્તુને તે લાગુ પડે છે એમ જાણશો. (તેમની સુખી યા દુઃખી અવસ્થાના કારણ જાણી શકશો.) તે પછી હું પણું જતું રહેશે. એક વાદળની માફક તે વિખરાઇ જશે, અને સત્ય સર્વમય થઇ રહેશે—સર્વ *બ્રહ્મમય દેખાશે.



**તિરસ્કાર, સ્વાર્થવૃત્તિ, શોકને જરાએ આશરો આપશો નહીં.**

---

* નરસિંહ મહેતા—

જાગીને જોઉં તો જગત દિસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત, ચૈતન્ય, વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

## તા. ૩૧ મી મે.

**સ્વાશ્રયી થા, પણ તારો સ્વાશ્રય સ્વાર્થમય નહીં, પણ પવિત્ર-પુણ્યાત્માના જેવો થવા દેજે.**



મૂર્ખામી અને ડહાપણ, નબળાઇ અને જોર મનુષ્યની અંદર રહેલા છે, બહારની કોઇ વસ્તુમાં નથી, અને તે કંઈ જુદા–બાહ્ય કારણમાંથી ઉદ્‌ભવતાં નથી. મનુષ્ય પોતાનું બળ બીજા સારૂ વધારી શકે તેમ નથી, તે તો પોતાને સારૂ જ તેમ કરી શકે; તે બીજા સારૂ (ઇન્દ્રિયોને) વશ કરતો નથી, તે પોતાને સારૂ જ તેવું કરી શકે છે. તમે બીજા પાસેથી શિખી શકો, પણ તેની પૂર્ણતા તમારે જ મેળવવાની છે. સઘળા બાહ્ય ટેકા જવા દો, અને તમારામાં રહેલા **સત્યનો** આધાર લો. મોહના સમયે અમુક સંપ્રદાય મનુષ્યને બચાવી શકતો નથી; જે **આંતર્જ્ઞાન** મોહનો નાશ કરે છે તે તેણે રાખવું જોઇએ. દારૂણ દુઃખના વખતમાં કાલ્પનિક ફિલસુફી –તત્વજ્ઞાન બિનઉપયોગી નીવડશે; તે વેળા તો દુઃખનો અંત આણનારૂં આંતર્જ્ઞાન જ મનુષ્યને જરૂરનું છે.

સુવિચાર અને સુકૃત્ય હમેશ આચારમાં મુકવાથી, અને જે જે વસ્તુઓ સુંદર, પ્રીતિ ઉત્પન્ન કરનારી અને સત્ય છે તે સાથે મન અને હૃદય એક કરેથી જ **અક્ષયજ્ઞાન** મળે છે.



**સદાચાર એ જ સર્વ ધર્મોનું લક્ષ્યબિંદુ છે.**

## તા. ૧ લી જુન.

નિષ્કામ કર્મની વાંછના કંઇ સંસારની સુખદુઃખની વાતો કરવાથી થતી નથી, એ તો પ્રેમ અને દયાની ભાવનામાં વસે છે.



જગતના નૈતિક રાજ્યમાં પૂર્ણ ન્યાય મળે છે એવું જ્યારે મનુષ્ય સમજે છે ત્યારે તેની પ્રેમની ભાવના કંઈ ઘટતી નથી; ઉલટી તે વધે છે, અને સતેજ થાય છે; કારણ તે જાણે છે કે મનુષ્ય જીવો તેમની અજ્ઞાનતાને લીધે દુઃખી થાય છે, અને અંધારામાં ગોથાં ખાય છે. ધનવાન લોકો ગરીબ લોક કરતાં વધારે દુઃખમાં વારંવાર સપડાય છે, અને બીજાઓની માફક તેમનું પોતાનું સુખદુઃખનું–કર્માનુસાર–ભેળસેળ ફળ ભોગવે છે. સ્વયંભુ ઈશ્વરનો આ બોધ ગરીબ તેમજ પૈસાદારને એકસરખું શિક્ષણ આપે છે, કારણ જેઓ પૈસાદાર પણ સ્વાર્થી અને જુલ્મી હોય છે, જેઓ તેમના ધનનો દુરુપયોગ કરે છે, તેમને તેમનાં સઘળાં કર્મોનાં ફળ ભોગવવાં પડશે એમ તે કહે છે. દુઃખી સ્થિતિમાં પડેલા અને રીબાતા મનુષ્યોને તે કહે છે કે તેમણે પહેલાં જે વાવ્યું તેનું ફળ તેમને મળે છે, તેથી જો તેઓ વિશુદ્ધિ, પ્રેમ, અને શાંતિ રૂપી સારાં બીજ રોપશે તો તેમને પણ થોડા વખતમાં તેમના સત્કર્મનું ફળ મળશે–ખરે મળશે જ, અને તેમની ચાલુ પીડાઓથી મુક્ત થઇ તેઓ સુખી થશે.



સ્વાર્થવૃત્તિનાં સઘળાં દુઃખકર પરિણામો શાંત ચિત્ત ખમી લેવાં જોઇએ.

## તા. ૨ જી જુન.

### સુખ અને દુઃખનો ઘડનાર મનુષ્ય પોતે છે.



મનનું વલણ મનુષ્યની ચાલચલગતની દિશા બતાવે છે, અને તે વર્તનદ્વારા સુખ અને દુઃખના પ્રત્યાઘાત થાય છે. આમ હોવાથી, એટલું તો ખરૂં કે અનિષ્ટ પરિણામ બદલવા સારૂ મનુષ્યે તેનો કાર્યક્રમ પણ બદલવો જોઇએ. દુઃખની જગોએ સુખ મેળવવા સારૂ, દુઃખના કારણભૂત જે નિત્યક્રમ અને મનનાં વલણ હોય તે પલટાવવાં જોઇએ, અને તેમ કરેથી મનમાં અને જીવનમાં તેની જુદી જ-સુધરેલી અસર જણાશે. સ્વાર્થી વર્તન અને વિચાર કરતો મનુષ્ય સુખી થઇ શકતો નથી; તે નિઃસ્વાર્થી વિચાર અને વર્તન રાખે તો દુઃખી થશે નહીં. કાર્ય પાછળ તેનું પરિણામ હોય છે જ. મનુષ્યજીવ પરિણામ ફેરવી શકે તેમ નથી, તે તેના મૂળ કારણ બદલી શકે. તે તેનો જાતિસ્વભાવ બદલી-સુધારી શકે, તે તેનું વર્તન નવું-પવિત્ર બનાવી શકે. મન વશ કરવામાં મહાન્ શક્તિની જરૂર છે. પોતાની જાતને સુધારવામાં પરમ આનંદ છે.



દરેક મનુષ્ય તેના પોતાના વિચારોથી ઘેરાયલો રહે છે.

## તા. ૩ જી જુન.

મનુષ્યો તેમના વિચારોના બંધારણ મુજબ ઉચ્ચ યા નીચ ભૂમિકામાં રહે છે.



જે મનુષ્યનું મન વહેમી, લોભી, અદેખું હોય તેના વિષે વિચાર કરો–તેની સ્થિતિ જુઓ. દરેક વસ્તુ તેને મન કેવી નાની, હલકી અને ક્ષુલ્લક–માલ વિનાની લાગે છે ? તેના પોતાનામાં ગૌરવ–ઉદારતાની ભાવના નહીં હોવાથી તેની આંખે ગૌરવ દેખાતું નથી; તે પોતે નીચ હોવાથી બીજા કોઇ પણ જીવમાં ખાનદાની જોઇ શકતો નથી; તે પોતે સ્વાર્થી છે તેથી ઉત્તમોત્તમ સ્વાર્થત્યાગનાં કામોમાં પણ કંઇ ને કંઇ નીચ અને હલકી વૃત્તિનો ખ્યાલ તેને આવે છે.

બીજો માણસ, જેનું મન વહેમ વગરનું, ઉદાર અને મોટું છે તેનો ખ્યાલ કરો. તેની દુનિયા–તેનું જીવન કેવું સુંદર અને મોહક છે ? તે સૌને સદ્ગુણી જુએ છે, અને તેને મન તેઓ સૌ સદ્ગુણી જ છે. તેની નજર મળતાં–તેના આગળ હલકામાં હલકા પ્રાણી પણ પોતાનાં જાતિસ્વભાવ ભૂલી જાય છે, અને તે ઘડીએ તો તેઓ તેના જેવા બને છે, અને સંસારની વસ્તુઓના ઉચ્ચ ક્રમની, અને અત્યંત સુખી તથા ઉદાત્ત જીવની, ભલે થોડા વખતની ક્ષણિક પણ ઉન્નત માર્ગની તેમને ઝાંખી થાય છે.



નીચ અને તિરસ્કારક વિચાર કરતા બંધ પડો, અને ઉચ્ચ પ્રેમમય વિચારો કરો.

## તા. ૪ થી જુન.

ટુંક બુદ્ધિવાળો અને ઉદારચિત્ત પુરુષ, ભલે તેઓ પડોશી હોય તોપણ બન્ને જુદી દુનિયાના માણસ છે.



સ્વર્ગનું રાજ્ય જોરજુલમથી લેવાતું નથી; પણ જે તેના નિયમ અનુસાર વર્તે છે તેને દાખલ થવાનો સંકેતશબ્દ મળે છે. દુર્જન મનુષ્ય દુર્જનોની સંગતમાં ફરે છે; સાધુ પુરુષ પોતાના જેવા જ ટોળામાંનો એક છે, જે ટોળીનો આદેશ પ્રભુનું ભજન છે. દરેક મનુષ્ય આયના રૂપ છે, જે તેમના ગુણ દોષ મુજબ પ્રતિબિંબ પાડે છે. સૌ મનુષ્ય આ દુનિયાના બધા માણસ તથા ચીજો તરફ પોતાની જ દૃષ્ટિથી જુએ છે તેથી તેમનું પ્રતિબિંબ તે મુજબ પડે છે.

દરેક મનુષ્ય તેના પોતાના વિચારના નાના યા મોટા કુંડાળામાં ફરે છે, અને તે કુંડાળાની બહાર તેને મન સઘળું શૂન્ય છે. એ પોતે જેવો થયો છે તેવું જુએ છે. મનુષ્યની જેટલી ટુંકી નજર, તે પ્રમાણમાં (કુવામાંના દેડકાંની માફક) તેની ખાતરી થાય છે કે એ હદની બહાર બીજું કંઇ નથી. નાનામાં મોટાનો સમાવેશ નહીં થઇ શકે, જેથી તેને મહાન્ પુરુષોના મન સમજવાની શક્તિ હોતી નથી; આ જ્ઞાન તો ધીમે ધીમે આવે છે.



નિશાળીઆઓની માફક મનુષ્યો પણ પોતાના જ્ઞાન યા અજ્ઞાનના પ્રમાણ મુજબ અમુક ધોરણમાં ચઢે છે.

## તા. ૫ મી જુન.

### વિચારસૃષ્ટિનું અડધું અંગ બાહ્યસૃષ્ટિ છે.



આત્મા મનને-શરીરને સૂચના કરે છે. મોટામાં નાનું સમાય છે. સ્થૂલ વસ્તુ સૂક્ષ્મનો બીજો ભાગ છે. કર્મો એ વિચારોના ઓઘ છે. અનેક વિચારોથી આપણી દશા બંધાય છે, અને બીજાઓની બાહ્ય સ્થિતિ અને કર્મો જેમાં દરેક મનુષ્ય ગુંચવાયલો છે તે તેના પોતાના મનની ખામી અને વિકાસ સાથે ઘાડો સંબંધ ધરાવે છે. મનુષ્ય તેની પરિસ્થિતિનો ભાગ છે. તે તેના બંધુઓથી જુદો નથી, પણ કર્મોની વિલક્ષણ મૈત્રી તથા વ્યવહાર અને સારાસાર વિચારના નિયમો જેની પર સંસારનું બંધારણ છે તેમની સાથે નિકટ સંબંધથી જોડાએલો છે.

પોતાની ઇચ્છા અને મનોવેગને રૂચે તેમ બહારની વસ્તુઓ ફેરવી શકાય તેમ નથી, પણ તે પોતાની ઇચ્છા અને વેગને દૂર કરી શકે-દાબી શકે ખરો; બહારની વસ્તુઓ-બનાવો સાથેનું તેના મનનું વલણ તે એવું ફેરવી શકે કે જેથી તે વસ્તુઓ જ જુદા રૂપે દેખાય. પોતાની તરફ બીજાનું વર્તન તે પોતાને અનુકૂળ કરી શકે નહીં, પણ બીજાઓ તરફનું તેનું પોતાનું વર્તન તે બરોબર સુધારી શકે ખરો.



કર્મો વિચારોને અનુસરે છે. તમારા વિચારો સુધારો એટલે તે જ વસ્તુઓ-તે જ કર્મો નવા રૂપમાં ગોઠવાશે.

## તા. ૬ ઠ્ઠી જુન.

પોતાના કર્મ પૂર્ણ કરવા એ મનુષ્યની મોટામાં મોટી ફરજ અને ઉત્તમ ગુણ છે.



તમારા બંધન તેમજ મોક્ષનું કારણ તમારૂં મન છે. બીજાઓ તરફથી જે અન્યાય મળે છે—નુકસાન થાય છે તે તમારા કર્મનો પ્રત્યાઘાત છે, તમારા પોતાના મનની ધારણાનો પડછાયો છે. તમે તેનું મૂળ કારણ છો, તેઓ સાધન—ડાળપાંખડા રૂપે છે. કિસ્મત એ પાકેલું ફળ છે. જીવનનું ફળ, મીઠું કે કડવું, દરેક મનુષ્યને યોગ્ય પ્રમાણમાં મળે છે. ન્યાયી મનુષ્ય સ્વતંત્ર છે; તેને કોઇ ઇજા કરી શકે તેમ નથી; તેનો કોઇ નાશ કરી શકે તેમ નથી; તેની શાંતિ કોઇ લઇ શકે તેમ નથી. મનુષ્યો તરફ તેનું જ્ઞાની વર્તન હોવાથી બીજાઓ તેને નુકસાન કરી શકે તેમ નથી—બીજાને તે આંજી દે છે. જે કંઇ ઇજા તેઓ કરવા ધારે તે તેમના પરજ પાછી પડે છે, અને તેમને નુકસાન કરે છે, અને તે ઇજારહિત છુટો રહે છે. જે કંઇ ભલું તેના હાથે થાય છે, તે તેના સુખનો કાયમનો ઝરો છે, તે તેના બળનું શાશ્વત મૂળ છે. તેનું—તે ભલમનસાઇનું મૂળ શાંતિ છે, તેનું ફળ આનંદ છે.



બાહ્ય વસ્તુઓ અને કાર્યોમાં તમને ઇજા કરવાનું સામર્થ્ય નથી.

## તા. ૭ મી જુન.

( જગતની રચનાનું ) મનુષ્ય મુખ્ય-જરૂરી અંગ છે.



નાણુંની ભીડ, વખતની અછત-મુશ્કેલી, ઓછી વગસગ, અને સંસારનાં બંધનો-આ સંજોગો નડતરરૂપ નહીં હોત તો હું મહાન્ કાર્યો કરત એવું મનુષ્યજીવ ધારે છે. ખરી રીતે તો માણસને આ ચીજો સમૂળગી નડતી નથી. તે પોતાના મનથી, તેમનામાં નથી તે સત્તા તેમને આરોપે છે; અને તે તેમને નહીં, પણ તેમના સંબંધી તેના વિચારોને, જે એક જાતની તેના સ્વભાવની નિર્બળતા જ છે તેને આધીન થાય છે. જે ખરી "ખામી" તેને નડે છે તે તો તેના મનની ખરી દૃઢતાની ખામી છે. જ્યારે તેની સ્થિતિ તેનાં સાધનોને ઉત્તેજક છે એવું તે સમજે છે, તેની કહેવાતી "ખામીઓ" તો ખાસ પગથીઆ રૂપ છે જે ઉપર, તેનું કામ સંપૂર્ણ રીતે સાધવા સારૂ તેણે ચઢવાનું છે એવું તે જુએ છે ત્યારે તેની જરૂરીઆત નવાનવા ઉપાયો સુઝાડે છે, અને તે "ખામીઓ" -અડચણો મદદરૂપ બની જાય છે.



જે તેના સંજોગો બાબત બડબડાટ કરે છે તે માણસ નથી.

## તા. ૮ મી જુન.

**આપણી જીંદગીની નેમો પૂર્ણ કરતાં આપણને કોઇપણ અટકાવી શકે તેમ નથી.**



માણુસની શક્તિ વિવેકબુદ્ધિમાં અને ઇચ્છામાં સમાયલી છે. જગતની ઘટના અને નિયમોનો એક અંશમાત્ર મનુષ્ય રચતો નથી; એ તો વસ્તુઓનાં મૂળતત્વો છે, જેને કોઇ બનાવી શકે તેમ નથી તેમ તેનો નાશ કરી શકે તેમ નથી. તે તેમને શોધી કાઢે છે, રચતો નથી. તેમના સંબંધી અજ્ઞાન જગત માંહેલા દુઃખનું મૂળ છે. તેમની સામું થવું એ મૂર્ખતા છે અને બંધન આણે છે. સ્વતંત્ર કોણ, તેના દેશના કાયદાનું ઉલ્લંઘન કરનાર ચોર કે તેમના આદેશ પાળનાર પ્રામાણિક શહેરી? વિશેષ, સ્વતંત્ર મનુષ્ય કયો, સ્વેચ્છાચારી–પોતાની મરજી મુજબ વર્તે છે તે મૂર્ખ, કે જે ફક્ત ન્યાયી–વ્યાજબી છે તે જ કરનાર ડાહ્યો પુરુષ?

કુદરતી કાયદા પ્રમાણે માણુસ તેની ટેવોનો–પ્રકૃતિનો પ્રાણી છે, અને કુદરતને તે ફેરવી શકતો નથી; પણ તે પોતાની પ્રકૃતિમાં ફેરફાર કરી શકે ખરો. તેના કુદરતના કાયદાને તે બદલી શકતો નથી, પણ તેનો સ્વભાવ તે કાયદાને અનુકૂળ કરી શકે.



**જેના હમેશના આચારવિચાર ઉત્તમ છે તે જ સદાચારી માણસ છે.**

## તા. ૯ મી જુન.

### આધ્યાત્મિકજીવન ગાળવાથી મનુષ્ય અધમવાસના વશ કરી શકે છે.



જ્યાંસુધી મનુષ્યના વિચારો, કર્મો અને અનુભવો તેના જીવન સાથે એકરાગ થયા નથી અને તેના પોતાના અંશ તરીકે તેના ચારિત્ર્યનું બંધારણ ઘડાયું નથી, ત્યાંસુધી તે જ વિચારો, તે જ કર્મો, તે જ અનુભવો વારંવાર થયા કરે છે. મનનો સંચય-વૃદ્ધિ એ પ્રકટીકરણ છે. મનુષ્યની હાલની સ્થિતિ એ અસંખ્ય વિચારો અને કર્મોનું પરિણામ છે. તે એકદમ ઘડાતો નથી, તે ઘડાય છે અને ઘડાતો જાય છે. તેની પોતાની ઇચ્છાથી જ તેનું ચારિત્ર્ય ઘડાયલું હોય છે. જે વિચાર, જે કર્મ તે પસંદ કરે છે તેને અનુસાર, તેના મહાવરાથી તે-તેનું જીવન ઘડાય છે.

એટલે દરેક મનુષ્ય તેના વિચારો અને કર્મોનો સંગ્રહ છે. જે લક્ષણો આપોઆપ અને કુદરતી રીતે તેનામાં જણાય છે તે, તેના વિચાર અને તે કર્મના અંકોડારૂપ છે, અને વારંવાર આવતા હોવાથી પોતાની મેળે ચાલતા યંત્રરૂપ બને છે; કારણ પ્રકૃતિના નિયમ મુજબ, પડેલી ટેવ આગળ મનુષ્યને ભાન રહેતું નથી, અને તેથી તેની પોતાની ખુલ્લી ઇચ્છા યા પ્રયત્ન સિવાય તે ( ટેવ ) આપોઆપ દેખા દે છે; અને વખત જતાં તે તે મનુષ્યને એવો સંપૂર્ણ વશ કરે છે કે તેનો વેગ અટકાવવા જતાં તેની ઇચ્છા નિર્બળ બની જતી દેખાય છે.



આદત એ પુનરાવૃત્તિ છે. દક્ષતા એ ચોકક્સ આદત છે.

## તા. ૧૦ મી જુન.

વિચારોથી-તરંગોથી મનુષ્ય પોતાની જાતને બંધનમાં નાંખે છે.



એ ખરૂં છે કે મનુષ્ય મનની શક્તિઓનું હથીઆર છે. વધારે ખરૂં કહીએ તો, તે પોતે જ એ શક્તિઓ છે-પણ તે શક્તિઓ અંધ નથી, અને તેથી તે તેમને નવી દિશામાં વાળી શકે ખરો. ટુંકામાં, તે પોતાની જાતને વશ કરી શકે, અને તેની આદતો સુધારી શકે; કારણ, એ તો ખરૂં છે કે અમુક ચારિત્ર્ય લઈ તે જન્મ્યો છે, જે ચારિત્ર્ય ઇચ્છા અને યત્નથી ધીમે ધીમે અસંખ્ય જન્માંતરોનું ફળ બન્યું છે, અને આ દેહમાં નવા અનુભવોથી તેને ઘણે દરજ્જે સુધારી વધારી શકાય છે.

ખરાબ આદત યા ખરાબ ચારિત્ર્ય, જે ખરી રીતે જોતાં એક જ છે, તેની ગુલામીથી મનુષ્યજીવ ગમે તેટલો નિરાધાર થયો હોય, તોપણ જ્યાંસુધી તેની બુદ્ધિ સાવધ હોય ત્યાંસુધી તેનાં બંધન તોડી તે મુક્ત થઇ શકે ખરો.



મનની ટેવ બદલાય તો ચારિત્ર્ય, આદત અને આખા જીવનમાં પણ ફેરફાર થાય છે.

## તા. ૧૧ મી જુન.

### શરીર મનની પ્રતિમા છે.



શરીરે પીડાતો જીવ નીતિમય અને આનંદમય જીવન ગાળવા તરફ તેનું મન વાળે એટલે તરતજ સાજો થતો નથી; ખરેખર, કેટલીક વખત શરીર અવદશા સુધી પહોંચે છે અને પ્રથમની ચ્હીડીઆ સ્વભાવની અસર દૂર કરે છે, તોપણ તેની વિકારી સ્થિતિ વધી ગયલી જણાશે. જેમ નીતિના માર્ગે ચઢેલો પુરૂષ એકદમ સંપૂર્ણ શાંતિ મેળવી શકતો નથી, પણ કેટલાક અપવાદ બાદ કરતાં, તેને અમુક વખત દુઃખી અવસ્થા ભોગવવી પડે છે, તે જ પ્રમાણે ઉપર કહ્યા મુજબ અપવાદ બાદ જતાં પૂર્ણ તંદુરસ્તી તુરત મળતી નથી. મન તેમજ શરીરને ઠેકાણે આવતાં કેટલોક વખત લાગે છે, અને ભલે (પુરતી) તંદુરસ્તી ન મળી હોય તોપણ તે સ્થિતિએ પહોંચાશે–તંદુરસ્તી મેળવાશે. જો મન મજબૂત બનાવાય તો શારીરિક સ્થિતિ તે પછી ધીમે ધીમે સુધરશે, અને ઘણા મનુષ્યો જે તેને ( શારીરિક તંદુરસ્તીને ) પ્રથમ પદ આપે છે તે અપાતું બંધ થશે.



મનનો એકરાગ યા સંપૂર્ણ નીતિ શારીરિક તંદુરસ્તી આણે છે.

## તા. ૧૨ મી જુન.

### અનંતને સમજવા તૈયાર થાઓ.



સંસારનાં સુખો ખોટાં અને અસંતોષ ઉપજાવનારાં છે એવું મનુષ્યને દુઃખ અને શોક વારંવાર યાદ દેવરાવે છે, તોપણ તે ખરાં અને સંતોષ આપનારાં છે એવું મનુષ્ય ભૂલમાં સમજે છે. સ્થૂલ વસ્તુઓમાં પૂર્ણ સંતોષ મળે છે એમ હુમેશ માની કામ કરે છે, તે જ વખતે આ માન્યતા વિરુદ્ધ અંદરથી સતત નકારનો જવાબ મળતો લાગે છે, જે જવાબ તેની નાશવંત પ્રકૃતિ પૂરેપૂરી બતાવી એ અમર, શાશ્વત, અને અનંતમાં જ કાયમનો સંતોષ અને અખંડ શાંતિ તેને મળી શકે છે એવી કુદરતી અને અક્ષય-કાયમની સાબિતિ આપે છે.

માણસ ખરી રીતે જન્મથી દૈવીગુણવાળો અને અમર છે, પણ ક્ષણભંગુર સંસાર અને દુઃખજનક અશાંતિમાં ગુંચવાય છે ત્યારે તેના મૂળ સ્વભાવનું જ્ઞાન મેળવવા યત્ન કરે છે.



પ્રેમમંદિર એ જ સૌની એકસરખી શ્રદ્ધાનું સ્થાન છે, એ જ સૌ ધર્મોના કાર્ય અને કારણરૂપ છે.

## તા. ૧૩ મી જુન.

### શાશ્વત મંદિર (આત્મા) એ શાંતિનું ખરૂં સ્થાન છે.



મનુષ્યના આત્માનો **અનંત** સાથેનો સંબંધ અભેદ્ય છે, અને **અનંતને** પમાય ત્યાં સુધી તેને સંતોષ વળતો નથી; અને જ્યાંસુધી સ્થૂળ વસ્તુની સ્વપ્નવત્ દુનિયામાં ભટકતો અટકે નહીં અને અજરામરના સ્વરૂપ સાથે પૂર્ણ રીતે મળે નહીં ત્યાંસુધી તેના હૃદય પર દુઃખનો ભાર ચાલુ રહેશે અને તેના માર્ગ પર શોકની છાયા પથરાઈ રહેશે.

મહાસાગરથી છૂટા થયલા નાના પાણીના બિંદુમાં જેમ તેના (સાગરના) સઘળા તત્વો હોય છે તેમ **અનંતના** જ્ઞાનથી છૂટા પડેલા *જીવમાં તેનું સ્વરૂપ–તેનું પ્રતિબિંબ રહે છે; અને જેમ કુદરતના નિયમ મુજબ પાણીનું ટીપું છેવટે તો સમુદ્રનેજ શોધશે અને તેની શાંત ઉંડાઇમાં ભળી જશે, તેમ મનુષ્ય જીવ, તેની પ્રકૃતિના અચૂક નિયમ મુજબ તેના મૂળ તરફ વળશે, અને **અનંતના** હૃદયમાં તેનું સ્વત્વ ભૂલી જશે--એકરૂપ થઈ જશે.



**અનંત સાથે એકરૂપ થઈ જવું એજ મનુષ્યનું લક્ષ્ય છે.**

---

* અખા—

પોતાનું કોઈ ન જુવે મૂળ, કોણ છે જીવ ને કોણ સ્થૂળ;<br>
કયો જીવ ને કયો એ દેશ, કયાંથી આવી કર્યો પ્રવેશ:<br>
જાતો કયાં તે સમાશે જઈ, અખા એ અજાણપણુ સર્વે માંહીં.<br>
અજાણી વસ્તુ મહા અનૂપ, ધણીના અંશ ને ધણીનું રૂપ;<br>
જેમ અર્ણવ જળ વનમાં પરવરે, જામે ત્યારે નામ તેનું નોખું ઠરે;<br>
તેમ ધણીના અંશમાં પરવર્યા ભાઈ, અસુરી રણમાં રહી સમાઈ.

## તા. ૧૪ મી જુન.

કર્મનો શાશ્વત નિયમ જે જ્ઞાન, પ્રેમ અને શાંતિમય છે તેમાં પૂર્ણ રીતે ભળી જાઓ.



ફક્ત સ્વત્વમાં રહેનારને–દેહને આત્મારૂપે માનનારને આ દૈવી સ્થિતિ દુર્બોધ છે, અને હમેશ તેવીજ (દુર્બોધ) રહેશે. હુંપણું, જૂદાઈ, સ્વાર્થવૃત્તિ–સહુ એક જ અર્થ આપે છે, અને તેઓ જ્ઞાન તથા દૈવી ભાવનાની વિરુદ્ધ છે. હુંપણું સમૂળગું ત્યજવાથી જૂદાઈ અને સ્વાર્થવૃત્તિ નાશ પામે છે, અને મનુષ્ય-જીવ તેનો અમરપણાનો અને અનંતતાનો દૈવી વારસો મેળવે છે.

સંસારી અને સ્વાર્થી જીવને મન, હુંપણું આવી રીતે ત્યજાય એ મોટામાં મોટું દુઃખ, પાછું નહીં મળે એવું નુકસાન છે; પણ ખરી રીતે તો એ જ ઘણું મોટું અતુલ સુખસાધન છે, એ જ ખરો અને કાયમનો લાભ છે. પ્રાણી માત્રની આંતર-રચના–આંતર નિયમો અને તેની પોતાની જીંદગીનું ભવિષ્ય અને જાતિસ્વભાવ નહીં સમજવાથી, મન ક્ષણભંગુર દેખાવથી મોહિત થાય છે, જે દેખાવોમાં જરાયે ટકાઉ–ખરાપણું નથી, અને એ રીતે મોહિત થવાથી, તે વખતે તો, તેણે પોતે રચેલા મૃગજલમાં નાશ પામે છે.



પ્રેમ વિશ્વમય, ઉત્તમ અને પૂર્ણ છે. નિઃસ્વાર્થ પ્રેમની આ સિદ્ધિ છે.

## તા. ૧૫ મી જુન.

જ્યારે મનુષ્યનો આત્મા કોઇ પણ પ્રકારે સ્વાર્થવૃત્તિથી ઘેરાયેલો હોય છે ત્યારે તે તેની આધ્યાત્મિક વિવેકબુદ્ધિ ગુમાવે છે, અને અનિત્યમાં નિત્યનો ભુલાવો ખાય છે.



દેહ જાણે કાયમ રહેવાનો હોય તેમ તેને વળગી રહી, તેની ઇચ્છા મનુષ્યો તૃપ્ત કરે છે, અને તેનો ( દેહનો ) નાશ અચૂક મોડો વહેલો છે જ એ વાત ભૂલી જવાનું કરે છે, પણ મોતની બ્હીક, અને માયિક વસ્તુઓ, જેને તેઓ વળગી રહે છે તેના નાશની બ્હીક તેમના સુખીમાં સુખી દિવસો પર શોકની છાયા પાથરે છે, અને તેમની પોતાની સ્વાર્થવૃત્તિનો કમકમાટ ઉપજાવતો પડછાયો, દયાહીન ભૂતની પેઠે તેમની પાછળ પાછળ જાય છે.

સાંસારિક સુખો અને વિલાસોના સંચયથી મનુષ્યમાં રહેલાં ઈશ્વરત્વ ઉપર નીશો ચ્હડે છે, તેઓ વધુ ને વધુ સ્થૂલરૂપ ધારણ કરે છે, અને ઇન્દ્રિયોના નાશવંત ભોગવિલાસ-માં ગરકાવ થાય છે; અને જેમનામાં કંઈ પણ બુદ્ધિ રહેલી છે તેઓ પણ ( આવું થતાં ) શરીરના અમરપણા સંબંધીની વાતો પૂર્ણ સત્યરૂપે સ્વીકારે છે.



જગતમાં જે કંઇ નાશવંત છે તે કદાપિ અમર થાય નહીં. જે અમર છે તે કદી નાશ પામતું નથી.

## તા. ૧૬ મી જુન.

### દેહી દેહને અમર કરી શકતો નથી.



આખા બ્રહ્માંડના અસંખ્ય રૂપો ચલિત, નાશવંત, ક્ષણિક છે. ફક્ત કુદરતનો ચૈતન્યમય આત્મા અમર છે. બ્રહ્માંડ અનેક રૂપમાં છે, અને તે સૌ (રૂપો) અલગ જણાય છે. ચૈતન્યમય આત્મા એક છે, અને તે એકનાથી ઓળખાય છે. ઇન્દ્રિયોને અને અંતરની સ્વાર્થવૃત્તિને જીતવાથી, એટલે પ્રકૃતિ વશ કરેથી, દેહી હુંપણું અને ભ્રમણારૂપી કોશીટો ફોડી બહાર આવે છે, અને જ્યાંથી સઘળાં નશ્વર વસ્તુઓ ઉત્પન્ન થાય છે તે **પરમાત્મા**ના ભવ્ય પ્રકાશમાં—**સત્ય**ના પ્રદેશમાં ઉડે છે.

તેથી મનુષ્યોએ આત્મસંયમ કરવો; તેમની પશુવૃત્તિઓ જીતવી; મોજશોખ અને ભોગવિલાસના ગુલામ થવું નહીં; સદ્ગુણ આચરવા, અને જ્યાં સુધી તેઓ દૈવી સ્વરૂપમાં ભળી જાય નહીં ત્યાંસુધી હમેશ ઉચ્ચતર સદ્ગુણો પાળ્યા જવા.



अहं ब्रह्मास्मि—પોતે ઈશ્વર છે એવું જ્ઞાન થયાથી જ મનુષ્ય અમરપણું મેળવે છે.

## તા. ૧૭ મી જુન.

સૌ પ્રાણી તરફ પ્રેમમાં લુબ્ધ થઈ જવું એ જ ખરી સેવા છે.



જે કોઇ પોતાની સ્વાર્થવૃત્તિ હમેશ દાબતો રહે છે, અને તેને બદલે પૂર્ણ પ્રેમ દાખવે છે તે જ સાધુ છે—પછી ભલે તે ઝુંપડામાં વસતો હોય યા ધન સંપતિ અને સત્તાવાળો હોય, પછી ભલે તે બોધ આપતો હોય યા શાંત જીવન ગાળતો હોય.

સંસારી કીડા જે ઉંચી ઉંચી આશા બાંધતો હોય, તેને મન ઉપર કહેલો સાધુ એક ગૌરવવાળો જ્ઞાની પુરુષ છે; સાધુ પુરુષને પરમહંસ, જે શાંત અને પવિત્ર જીવન ગાળે છે, જે દુઃખ અને શોકથી મુક્ત છે, જેને દિલગીરી અને પશ્ચાત્તાપ થતો નથી, અને જે લાલચથી કદી વશ થતો નથી તે તેટલા જ પ્રમાણમાં મોહ આપે છે, અને આવા પરમહંસ પણ અવતારી પુરુષના વધુ ગૌરવવાળા દેખાવમાં લુબ્ધ થાય છે. જે અવતારી પુરુષ સ્વાર્થરહિત કામો જાતે કરી બતાવે છે—આવાં કામોમાં તેમના જ્ઞાનનો ઉપયોગ કરે છે, અને દુઃખી તથા શોકમય સંસારમાં પોતે પ્રકટ થઇ સત્કર્મોથી પોતાનું દૈવત્વ બતાવે છે.



અહંતા રહિત કર્મ ફક્ત ટકી રહે છે.

## તા. ૧૮ મી જુન.

સ્વાર્થના વિચાર સિવાય, અને ( તન મન તથા ધનનો ) રાજી ખુશીથી ભોગ આપવાથી, જે કામ થાય-પછી ભલે તે હલકામાં હલકું હોય-તેમાં જ ખરી સેવા છે, અને તે જ કાયમ રહે છે.



આ દુનિયાએ પૂર્ણ નિઃસ્વાર્થપણાનો એક મહાન્ ઈશ્વરી **નિયમ** શીખવાનો છે. દરેક યુગના સાધુઓ, પરમહંસો, અને અવતારી પુરુષો તો તેઓ જ છે કે જેમણે આ કામ માથે લીધું છે-આવો ત્યાગ કર્યો છે, એવું શિખ્યા છે અને એવું જીવન ગાળ્યું છે. દુનિયાનાં સઘળાં ધર્મપુસ્તકો આ એક જ પાઠ ભણાવવા રચાયાં છે, સૌ આચાર્યો એનો એ જ ઉપદેશ આપતા આવ્યા છે. સ્વાર્થી ગુંચવણભર્યા માર્ગોમાં ગોથાં ખાતા, અવગણના કરતા જગતના લોકને મન આ નિયમ નિર્જીવ છે.

સત્યને અને શાંતિને માર્ગે ચાલેથી આ ન્યાયી માર્ગ જડે છે, અને જે આ રસ્તે ચઢશે તેને જન્મમરણથી મુક્ત તે અમરપણું દેખાશે, અને જગતના દૈવી વહીવટમાં હલકામાં હલકા કામની પણ કિંમત છે એવું ભાન થશે. જ્યાંસુધી દરેક જીવને, તેનામાં રહેલી દિવ્યતાનું આનંદજનક જ્ઞાન થાય નહીં ત્યાંસુધી મનુષ્યજાતનો લક્ષચોરાસીનો ફેરો પુરો થવાનો નથી.



દરેક ધર્મનો ઉદ્દેશ નિર્દોષ અંતઃકરણ રાખવું એ છે, અને તેથી જ ઈશ્વરીજ્ઞાન પમાય છે.

## તા. ૧૯ મી જુન.

બાહ્ય સૃષ્ટિમાં જાથુ ધાંધલ, ફેરફાર અને બેચેની છે; સૌ વસ્તુઓના મૂળમાં ખલેલ રહિત વિશ્રાંતિ છે; આ ગહન શાંતિમાં પરમાત્માનો વાસ છે.



જેમ મહાન્ તોફાન પણ સમુદ્રને તળીએ પહોંચતું નથી, તેમ માણસના હૃદયના શાંત અને પવિત્ર ઉંડાણમાં પાપ અને દુઃખનાં તોફાન કદી ખલેલ કરી શકતાં નથી. આવી સ્વસ્થતા પાળવી અને તેવું જ જીવન સમજીને ગાળવું એ જ શાંતિ છે.

બાહ્ય જગતમાં કુસંપ જોરથી ચાલે છે–દૃષ્ટિગોચર થાય છે, પણ જગતના મૂળમાં સતત આનંદ પ્રવર્તી રહ્યો છે. નિષ્પાપ જીવનનો આનંદ મનુષ્યજીવ અજાણપણે ભોગવે છે, અને આ સ્થિતિએ પહોંચવું અને તેવું જ જીવન સમજીને ગાળવું એ જ શાંતિ છે. થોડા કાળ, ક્ષણભર બાહ્ય વસ્તુઓથી, ઇન્દ્રિયોના ભોગથી, બુદ્ધિની ખોટી દલીલોથી, અને જગતના કોલાહલ તથા તોફાનથી જરા દૂર રહો, અને તમારા હૃદયના છેક ઉંડા ભાગમાં પહોંચો, એટલે ત્યાં સઘળી સ્વાર્થી ઇચ્છાઓના અપવિત્ર આગમનથી દૂર થયે, તમો પવિત્ર શાંતિ, આનંદજનક આરામ ભોગવશો; સત્યની નિર્દોષ દૃષ્ટિ તમારામાં ખુલશે અને વસ્તુઓને ખરા સ્વરૂપમાં તમે જોશો.



નાના બાલક જેવા ( નિર્દોષ–સરલ હૃદયના ) થાઓ.

## તા. ૨૦ મી જુન.

દ્વેષ મનુષ્યને જૂદા પાડે છે, જુલમ ઉત્પન્ન કરે છે, અને પ્રજાઓને ક્રૂર યુદ્ધમાં ઝંપલાવે છે.



મનુષ્યો શાંતિનો પોકાર કરે છે! ખરી રીતે તો તે વેળા શાંતિ નહીં, પણ ઉલટા કુસંપ, બેચેની અને કજીઆનો વાસ હોય છે. આત્મત્યાગ, જે પ્રજ્ઞાથી જુદો નથી તે નહીં મળે ત્યાં સુધી ખરી અને કાયમની શાંતિ મળતી નથી.

સાંસારિક સુખ, ક્ષણિક સંતોષ, અગર દુનિયાની જીત–એથી મળતી શાંતિ ખરી રીતે ક્ષણભંગુર છે, અને તે સખત કસોટીરૂપી અગ્નિમાં બળી ખાખ થાય છે. ફક્ત **દૈવી શાંતિ** સઘળી કસોટીમાં પાર ઉતરે છે, અને એ **દૈવી શાંતિ** ફક્ત નિઃસ્વાર્થ હૃદય અનુભવી શકે છે.

ઋષિજીવન એ જ અમર શાંતિ છે. આત્મસંયમથી ત્યાં જવાય છે, અને હમેશ વૃદ્ધિ પામતો જ્ઞાનરૂપી દીવો યાત્રાળુને તે રસ્તે દોરે છે. સદ્વર્તનનો માર્ગ હાથ ધરાય એટલે તેટલા પ્રમાણમાં તેનો ભોગવટો થાય છે, પણ જ્યારે નિષ્કલંક જીવનમાં હુંપણાનો નાશ થાય છે ત્યારે જ તેની–ઋષિજીવનની પૂર્ણતા અનુભવાય છે.



આ અંતરની શાંતિ, આ સ્વસ્થતા, આ આનંદ, આ પ્રેમ એ જ સ્વર્ગનું રાજ્ય છે.

## તા. ૨૧ મી જુન.

### જે જ્યોત ઝાંખી પડતી નથી તેને ઓળખો.



હે વાંચનાર ! જે આનંદને અંત નથી, તેમ જ જે શાંતિમાં ખલેલ પડતી નથી તે અનુભવવા જો તમારી મરજી હોય તો તમારાં પાપો, તમારાં દુઃખો, તમારી ચિન્તાઓ, તમારી મુંઝવણો હમેશ માટે દૂર કરો. જો આ મુક્તિ, આ ઉત્તમ **સ્વર્ગીય જીવન** ગાળવું હોય તો તમારૂં મન વશ કરો. તમારી અંદર વસેલ દિવ્ય સત્તાને દરેક વિચાર, દરેક હેતુ, દરેક ઇચ્છા પૂર્ણ રીતે અનુસરતાં કરો. શાંતિ મેળવવા માટે આ સિવાય બીજો માર્ગ નથી. તમે તે રસ્તે જવા ના પાડશો તો તમારી બધી પ્રાર્થના અને તમારી સખ્ત ધર્મક્રિયાઓ નિષ્ફળ અને નિરર્થક નિવડશે, અને દેવો કે દેવદૂતો તમને મદદ કરી શકશે નહીં. જે ( મન પર ) જીત મેળવે છે તેને જ નવા શુદ્ધ જીવનરૂપી શ્વેત મુદ્રા મળે છે, જેની ઉપર નવીન અને અવર્ણનીય લેખ કોતરેલો હોય છે.



તમારી અંદર આવેલું પવિત્ર સ્થાન એ જ તમારો સાચો અને શાશ્વત આત્મા છે. તમારામાં રહેલું દૈવ સત્વ તે છે.

## તા. ૨૨ મી જુન.

લાંબો વખત ખંત રાખી સદ્‌ગુણ આચરવાથી, અને તે પ્રમાણે વર્તવાથી જ આધ્યાત્મિક નિયમો જાણવામાં આવે છે.



હિસાબનાં મૂળતત્વો શરૂઆતથી જ શિક્ષક નિશાળીઆને શિખવતો નથી. તે જાણે છે કે એ રીતથી શિખવવું વ્યર્થ થઈ પડશે, અને ( નિશાળીઆને ) જ્ઞાન મળી શકશે નહીં. પ્રથમ તે તેમને સહેલા દાખલા કરવા આપે છે, અને તે સમજાવ્યા બાદ કરવા આપે છે. ઘણીવારની નિષ્ફળતા અને સતત પ્રયત્ન કર્યા પછી જ્યારે તેઓ દાખલો ખરો કરે છે ત્યારે એક વધુ અઘરો દાખલો તેમને કરવા આપે છે, અને તે પછી તેથી પણ વધારે અઘરા અને અઘરા દાખલા આપે છે, અને ઘણાં વર્ષ સુધી ખંતપૂર્વક મહેનત કર્યા પછી જ્યારે નિશાળીઆને ગણિતના સઘળા પાઠ સારી રીતે આવડે છે ત્યારે જ ગણિતના મૂળ નિયમોની સમજુતી આપવા તે કોશિશ કરે છે.



આવી રીતે દુનિયાની સામાન્ય ચીજોમાં પણ જ્ઞાન પહેલાં અનુભવ મેળવવો જોઇએ. અને આધ્યાત્મિક વસ્તુઓમાં, ઉચ્ચજીવન ગાળવા જતાં તો આ કાયદો સખ્ત રીતે પાળવો પડે છે.

## તા. ૨૩ મી જુન.

સદ્ગુણના પાઠ ઘડીએ અને પળે કરવાથી સત્યને પહોંચી શકાય છે-સત્ય અનુભવી શકાય છે.



સુવ્યવસ્થિત ઘરમાં છોકરાને પ્રથમ કહ્યાગરા થવા, તથા બધી સ્થિતિમાં યોગ્ય વર્તન રાખવા શિખવવામાં આવે છે. આ આમ કેમ-શા માટે કરવું તે વિશે છોકરાને કહેવામાં આવતું નથી, પરંતુ તે પ્રમાણે કરવા તેને ફરમાવવામાં આવે છે, અને તે કામ ખરૂં તથા જોઇએ તેવું કરે છે ત્યારે જ તેને તેમ કરવાનું કારણ કહેવામાં આવે છે. માતાપિતા તરફની ફરજ અને વ્યવહારિક સદ્ગુણ પૂર્ણ રીતે પાળે તે પહેલાં કોઇ બાપ પોતાના બાળકને નીતિશાસ્ત્રના સિદ્ધાન્તો શિખવવા શરૂ કરતો નથી.

કર્મ કરેથી જ સદ્ગુણ ઓળખાય છે-પ્રાપ્ત થાય છે, અને સદ્ગુણ આચરી દોષ રહિત થવાથી જ સત્યનું જ્ઞાન મેળવાય છે; માટે સદ્ગુણ પૂર્ણ રીતે આવે અને તેવું વર્તન થાય તો સત્યનું જ્ઞાન પૂર્ણ રીતે મળ્યું સમજવું.



(જ્ઞાની પુરુષ) નિષ્ફળતાથી નિડર રહે છે, અને વિટંબણાથી વધારે દૃઢ બને છે.

## તા. ૨૪ મી જુન.

*સદ્ગુણના પાઠ ભણો, અને અજ્ઞાનનો તથા જીવનના પાપોનો નાશ કરી જ્ઞાનબળ પર આધાર રાખો.



જ્યાં પ્રેમ ત્યાં **પરમેશ્વર**, અને જ્યાં **સદાચાર** ત્યાં **પ્રભુનો** વાસો છે; જે મનુષ્ય હુંપણું તથા સ્વાર્થ ત્યજવા સારૂ હમેશ યત્ન કરશે, અને **સત્ય** તથા સાધુતા તરફ પોતાનું મન વાળશે તેને તેના હૃદયકમળમાં **સદ્ગુરુનું** ખચિત દર્શન થશે. જે મનુષ્ય મનને જીતી પોતાનું જીવન **દૈવી** અને પવિત્ર ( નિર્દોષ ) બનાવશે તેનાથી **ઈશ્વર** જુદો નહીં પરંતુ તે અને **ઈશ્વર** એક થશે; કજીઆ કંકાસને તે તેનાથી ઘણા દૂર કરશે; તે ક્રોધ અને દ્વેષનો નાશ કરશે, અને મદ, લોભ તથા વાસનાને **પરમેશ્વર** તથા **સદ્વર્તનને** અર્પણ કરશે. તેની શાંતિ ગંભીર થશે. જે પાપને જીતે છે તે શોક તથા દુઃખમાંથી અનંતકાળ સુધી મુક્ત થઈ સુખી થાય છે. નિર્દોષ હૃદયમાં **પરમેશ્વર** આવી વાસો કરે છે. જે મનુષ્ય **સત્યના —સદાચારના** માર્ગે તે ચાલે છે **પરમાત્મારૂપે** શ્રીકૃષ્ણમાં છૂપાયલું જીવન જાણે છે—અનુભવે છે.



તારૂં હૃદય પવિત્ર કર, અને તેમ કરેથી તું તારૂં જીવન કજીયા કંકાસથી રહિત, વિચારવન્ત, આનંદી અને સુંદર કરીશ.

---

* तुलशीदास—

सत्य बचन आधीनता, पर स्त्री मात समान;
ओ तिनमें जो ना मिले, तो तुलशीदास जमान.

## તા. ૨૫ મી જુન.

મનને સાવધ અને ચિન્તનશીલ કરવા જાગ્રત કર.



આળસને દૂર કરવું એ મનને વ્યવસ્થિત કરવામાં પ્રથમ પગથિયું છે એમ જણાશે. એજ ઘણું સુગમ પગલું છે, અને તે પૂર્ણ કર્યા સિવાય બીજા પગથિયા ચઢવા મુશ્કેલ છે. આળસને વળગી રહેવું એ સત્યમાર્ગ સામે મજબૂત દિવાલ ઉભી કરી રાખવા બરોબર છે. શરીરને જોઇએ તે કરતાં વિશેષ સુખ તથા આરામ–ઉંઘ આપવામાં, લાસરીઆ થવામાં, અને જે કામો તરત કરવા જેવાં હોય છે તે તરફ બેદરકાર રહેવામાં યા તે નહીં કરવામાં આળસ સમાયલું છે. સવારમાં વહેલા ઉઠીને, શરીરના પૂર્ણ આરામ પુરતી ઉંઘ લઇને, અને હરેક કામ તથા ફરજ, પછી ભલે તે ગમે તેવા નજીવાં હોય, તે તેના યોગ્ય કાળે તુરત મન દઇને બજાવવાં. આ રીતથી આળસ દૂર કરવું જોઇએ.



ઇન્દ્રિયના અને જીભના સ્વાદ દૂર કરી હૃદય પવિત્ર કરવું જોઇએ.

## તા. ૨૬ મી જુન.

ઉદાસીન–બેપરવા મનથી કોઈ પણ કામ પાર ઉતારી શકાશે નહીં.



અમુક દિશામાં ગુપ્ત ચિન્તન કરવામાં કાર્યસિદ્ધિનું મૂળ રહેલું છે. પ્રત્યેક મનુષ્યના લક્ષણ યા લક્ષણો પર, અને નહીં કે અમુક સંજોગ યા સંજોગો પર તેની કાર્યસિદ્ધિનો આધાર છે. એ તો ખરી વાત છે કે કાર્યસિદ્ધિ મેળવવામાં સંજોગો અમુક ભાગ ભજવતા દેખાય છે, પણ જ્યાંસુધી મન તેમાં ઉંડું ઉતરે નહીં અને તેનો લાભ લે નહીં ત્યાં સુધી તે નકામા છે.

દરેક કાર્યસિદ્ધિના મૂળમાં સુસંચિત અને સુવ્યવસ્થિત શક્તિ રહેલી છે. અમુક યોજના બહાર આવે તે પહેલાં તે પર મનનું સતત ચિન્તન થયલું હોવું જોઇએ. કાર્યસિદ્ધિ ફૂલ જેવી છે: તે મોડી યા વહેલી એકાએક દેખા દે, પણ તે અગાઉથી તૈયાર કરેલી ભૂમિનું, લાંબા કાળના પ્રયત્નનું પૂર્ણ ફળ છે. મનુષ્યો કાર્યસિદ્ધિ જુએ છે, પણ તે સારૂ કરેલી તૈયારીથી અને તેનું આવું પરિણામ આણનાર મનની અસંખ્ય ક્રિયાઓથી તેઓ અજાણ રહે છે.



પ્રયત્ન વિના કંઈ પાર પડતું નથી.

## તા. ૨૭ મી જુન.

ઉત્તમ પ્રકારની ફત્તેહ મેળવવા સારૂ મનુષ્યે ચિન્તા, ઉતાવળ અને ધાંધલ ત્યજવાં જોઇએ.



અમુક માર્ગે ખંતથી આગળ વધ્યા જવાથી, જે સ્થાન સાથે તે માર્ગનો ચોકસ સંબંધ છે તે નિર્મિત સ્થાને પહોંચાય છે. વારંવાર આડે માર્ગે જવાથી યા પાછા ફરવાથી પ્રયત્ન નિષ્ફળ જાય છે; એકે નિર્મિત સ્થાને પહોંચાતું નથી, અને ફતેહ દૂર ને દૂર રહે છે.

કોશિષ, કોશિષ અને કોશિષ એ જ ફત્તેહની ચાવી છે. જૂની કહેવત મુજબ, " તમે શરૂઆતમાં જો નિષ્ફળ થાઓ તો ફરી ફરીને કોશિષ કરો. "

ફત્તેહમંદ ધંધાદારીઓની સઘળી કહેણીઓ " ફરી યત્ન કરો " એ છે. જ્ઞાની ગુરુઓની આજ્ઞા " યત્ન કરો " એમ જ કહે છે. કામ કરતાં બંધ થવું એ જીવનના વ્યવહારમાં બિનઉપયોગી થવા જેવું છે. કામ કરવું એટલે કોશિષ અને મહેનત કરવી.



જે શકિત ઘસાઈ જઈ નાશ પામે છે તેનો ઉપયોગ તે શક્તિને ટકાવી રાખી તેમાં વધારો કરે એવી ઓછી મહેનતવાળા પરંતુ ગહન કાર્ય તરફ કરો.

## તા. ૨૮ મી જુન.

**ધાંધલીઆ અને અસ્વસ્થ કરતાં શાંત અને સ્વસ્થ માણસોની ફતેહ વધુ લાંબી મુદત પહોંચતી જણાય છે.**



મનુષ્ય ત્રાંબાનાણું આપી રૂપાના શીક્કા લે છે, અને રૂપા નાણું બદલી સોનાનાણું લે છે તેથી બીજા શીક્કાનો ઉપયોગ તેણે બંધ કર્યો કહેવાય નહીં. જે નાણું વજનમાં હલકું અને નાનું પણ વધુ કિંમતી તે તે ભારે જથ્થાના અવેજ બદલ લે છે. એજ પ્રમાણે મનુષ્ય જ્યારે ધાંધલને બદલે ચિન્તન અને ચિન્તનને બદલે સ્વસ્થતા ધારણ કરે છે ત્યારે તેની પ્રવૃત્તિ ઓછી થતી નથી; તે તો વેરાઇ જતી અને થોડી યા ઘણી બિનઉપયોગી થતી શક્તિને બદલે ઉત્તમ રીતની એકાગ્ર, અસરકારક અને ઉપયોગી શક્તિ ધારણ કરે છે.

પણ ઢંગધડા વગરના–અપકવ પ્રયત્નો શરૂઆતમાં જરૂરના છે; કારણ તેવી શરૂઆત સિવાય મોટા પ્રયત્ન થવા મુશ્કેલ છે. બાળક ચાલે તે પહેલાં તે ઘુંટણીઆ ભરે છે; તે પૂરૂં બોલતાં શિખે તે પહેલાં તોતડું બોલે છે; વાકયરચના કરી શકે તે પહેલાં તેને બોલતાં આવડવું જોઇએ. શરૂઆતમાં મનુષ્ય નબળો હોય છે, પણ છેવટે તે જબરો થાય છે. પણ પ્રથમથી તે છેવટ સુધી જે પ્રમાણમાં તે યત્ન કરે છે અને જેટલું બળ વાપરે છે તે પ્રમાણમાં તે આગળ વધે છે.



**ફત્તેહનો આધાર મનુષ્યની શાખ ઉપર છે.**

## તા. ૨૯ મી જુન.

### જે નિયમ આપણને શિક્ષા કરે છે તે જ આપણને બચાવે છે.



આ નિયમથી* અજ્ઞાન રહી, મનુષ્યો પોતાનો નાશ કરે છે ત્યારે તેના અમર હાથ પ્રેમપૂર્વક, અને કોઈ કોઈવાર દુઃખ આપીને પણ, તેમના રક્ષણ સારૂ લંબાવવામાં આવે છે. જે કંઈ દુઃખ આપણે ભોગવીએ છીએ તે **દૈવી જ્ઞાન**ની સમજ વધુ વધુ વહેલી આપે છે. જે સુખ આપણે ભોગવીએ છીએ તે તે **મહાન્ નિયમની** પૂર્ણતા બતાવે છે, અને જ્યારે દૈવીજ્ઞાનનો વારસો મનુષ્યને મળશે ત્યારે જે સ્વર્ગીય સુખ તેનું છે જ તેનું પૂર્ણ રૂપ બતાવશે. શિખવાથી આપણે આગળ વધીએ છીએ, અને અમુક હદ સુધી દુઃખ વેઠીને પણ આપણે ભણીએ છીએ. જ્યારે પ્રેમથી હૃદય પીગળે છે ત્યારે પ્રેમનો નિયમ સઘળા આશ્ચર્યજનક દયાભાવનાં કામોમાં જણાય છે. જ્યારે જ્ઞાન મળે ત્યારે અચૂક શાંતિ થાય છે—જ્યાં પ્રજ્ઞા છે ત્યાં શાંતિ છે.

કુદરતનો નિયમ જે ઉત્તમોત્તમ પૂર્ણતાવાળો છે તેમાં આપણે ફેરફાર કરી શકીએ તેમ નથી, પણ આપણે આપણી જાતને એવી રીતે બદલીએ કે જેથી તેનું પૂર્ણ સ્વરૂપ વધુ ને વધુ સમજીએ, અને તેની ગૌરવતા આપણી કરી શકીએ.



**(શિવરૂપ) પૂર્ણ રૂપને અપૂર્ણ કરવા ઇચ્છા રાખવી એ પહેલા નંબરની મૂર્ખામી છે, પણ ×(જીવરૂપ) અપૂર્ણતાને પૂર્ણરૂપ (શિવરૂપ)માં લઇ જવી એમાં ખરૂં ડહાપણ છે.**

---

* અખો—

ઝીણી માયા તે છાની છરી, મીઠી થઇને મારે ખરી;
વળગી પાછી અળગી નવ થાય, જ્ઞાની પંડિતને માંહિથી ખાય.
પણ ઝીણો થઇને ઝીણી હણે, અખો સાચી પ્રીત તેની ગણે;
નહાયા ધોયા ફરે ફુટડા, ખાઇ પીને થયા ખુંટડા.
જગત પ્રમાદે જાડા થઇ, પણ ઝીણી માયા તે માંહી રઇ;
કાયા કરે તે ઝીણાની પક્ષ, તે ઝીણી જાડાને કરશે ભક્ષ.

× અખો ભગત—

જીવ શિવ એક છે રે, જો જાણે જીવની જાત;
પોતાને રંગ પાસ લાગ્યો, ત્યારે બીજે પાડી ભાત.—જીવ શિવ.

## તા. ૩૦ મી જુન.

### બ્રહ્માંડને જ્ઞાનદૃષ્ટિથી જોનારાઓ કર્મના નિયમને દોષ દેતા નથી.



**બ્રહ્માંડને જ્ઞાનદૃષ્ટિથી જોનારાઓ,** સૃષ્ટિ જૂદા જૂદા અપૂર્ણ ભાગોનો ખિચડો છે એવી રીતે નહીં પણ તે એક પૂર્ણરૂપ–સમ્યદ્દષ્ટિ રૂપ છે એમ જુએ છે.* મહાન્ ગુરુઓ નિરંતર આનંદી અને સ્વર્ગીય શાંતિ ભોગવતા હોય છે.

અપવિત્ર વાસનાથી અંધ થયલો–મોહપાસમાં બંધાયલો જીવ વખતે એમ કહે–વખતે એવી ઇચ્છા રાખે કે " હે કામદેવ ! તું અને હું મળી આ સઘળી દુઃખદાયક રચના હાથમાં લઈ, પ્રભુની સામું કાવત્રું કરીએ, અને તેને છિન્નભિન્ન કરી નાંખી આપણી મરજી મુજબ તેને નવેસર રચીએ તો કેવું સારૂં ? "

નીતિ વિરુદ્ધની મોજશોખ મનમાની ભોગવવી અને તેનાં ખરાબ પરિણામ ભોગવવાં ન પડે એવી સ્વછંદી મનુષ્યની ઇચ્છા હોય છે. આવા જ મનુષ્યો સૃષ્ટિને "દુઃખદાયક રચના" ગણે છે. સૃષ્ટિને તેમની ઇચ્છા અને વૃત્તિને અનુકૂળ કરવા તેઓ માંગે છે; તેઓ નીતિપૂર્વક નહીં પણ નીતિ વિરુદ્ધ કામ કરવા માંગે છે. પણ ડાહ્યો માણસ તેની ઇચ્છા દૈવી આજ્ઞાને અનુસરતી કરે છે તથા તેની વાસનાઓ તેને અર્પણ કરે છે, અને સૃષ્ટિ એ અસંખ્ય પરમાણુઓની સ્તુત્ય પરિપૂર્ણ રચના છે એવું જુએ છે.



સૃષ્ટિને જ્ઞાનદષ્ટિથી જોવી–સમજવી એમાં પરમ સુખની ઝાંખી છે: એનું જ્ઞાન થવું તેમાં સ્વર્ગનું સુખ છે.

---

* જુઓ ઉપનિષદ્—

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ।।

